# ઉપોદ્ઘાત.

નામદાર મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજીએ પોતાનાં કુંવરીશ્રી મનહર કુંવરબાના લગ્ન પ્રસંગના બધા અહેવાલનું એક પુસ્તક તૈયાર કરાવ્યું હતું. એવો જ દાખલો આ પ્રસંગો-રાજ્યાભિષેક અને લગ્ન-નો રહે, એવા ઇરાદાથી એવી એક નોંધ તૈયાર કરવાનું કામ લગ્ન વ્યવસ્થાપક કમિટીએ મને સોંપ્યું હતું. અને તે કામ મારી પાસે આવી શકેલા કાગળો ઉપરથી તથા આ બધા પ્રસંગે મારી હાજરી હોવાથી હું જે જોઈ શકયો તે ઉપરથી તથા દેશી રાજ્યોના પ્રશ્નોના અભ્યાસ તરફ, જે દૃષ્ટિથી મને જોવાના પ્રસંગો મારા ધંધામાં મળી શકયા છે તે ઉપરથી, આ લેખ લખી કઢાવવામાં આવ્યો છે.

આમાંની ત્રુટીઓ માટે અને વર્ણનમાં રહી ગયેલી હકીકત માટે મારૂં અજ્ઞાન જવાબદાર છે. મને પૂરાં પાડેલાં સાધનો માટે લગ્ન કમિટીનો ઉપકાર છે. ભાવનગર જેવા સુરાજ્યના આ બે શુભ પ્રસંગનો અહેવાલ લખવાનું મને માન મળ્યું છે, તે માટે હું રાજ્યનો આભારી છું. હકીકત લખતાં લખતાં ઘણે ઠેકાણે અભિપ્રાય લખાઇ ગયો છે, તે બનેલા બનાવોનું તારતમ્ય જોવાની ટેવને લીધે છે. અને જ્યાં જ્યાં ભવિષ્યની સારી આશાઓ બનાવેલી છે, ત્યાં ત્યાં તો તે મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજીની કેળવણી, ચારિત્ર્ય અને એમના સ્વભાવ તરફનાં મોહને લીધે છે.

તટસ્થ નિરીક્ષણ અને ભવિષ્યની શુભેચ્છા," એ બધામાં, કોઇ વાંચનારને કે કોઇ વર્ગને ખુશી કરવાનો પ્રયાસ નથી. માત્ર ઉદ્‌ભવતા ખરા વિચારો અને દેખાતાં શુભ પરિણામો તરફ નજર રહ્યાથી આ વર્ણન પ્રેરાયેલું છે.

મને સોંપાયેલું કામ સફળ થયું છે કે નિષ્ફળ ગયું છે, એની પરીક્ષા કરવાનું હું કમિટીના મહેરબાન પ્રેસીડેન્ટ સાહેબ તથા તેના મેમ્બર સાહેબોને સોંપી શકું. મેં મારાથી બનતું કર્યું છે, એટલું જ માત્ર હું તો નિવેદન કરી શકું.

મને મળેલી તક માટે હું કમિટીનો ફરીથી આભાર માનું છું.

નડીઆદ તા. ૭ : ૩ : ૩૨ } જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમણિકા.

## સંસ્થાનનો પ્રદેશ, ક્ષેત્રફળ અને વસ્તી.

ભાવનગર સંસ્થાન, કાઠીઆવાડ દ્વિપકલ્પમાં ખંભાતના અખાતની પશ્ચિમે ૨૧°૧૮' અને ૨૨°૧૮' ઉત્તરઅક્ષાંસ અને ૭૫°૧૫' તથા ૭૨°૧૮' પૂર્વ રેખાંશની વચ્ચે, તે અખાતને મથાળે આવેલું છે. સંસ્થાન દશ મહાલોમાં વિભક્ત છે; તે દસ્કોઇ, શિહોર, મહુવા, કુંડલા, લીલીઆ, ઉમરાળા, બોટાદ, ગઢડા, તળાજા અને પોર્ટ આલ્બર્ટ વિક્ટર છે. ભિન્ન ભિન્ન સ્થળોએ મુલકનો દેખાવ ઘણો જુદો છે. ભાલ જેવો પ્રદેશ ક્યાંક સપાટ, ખારો, અને મેદાન છે. લીલીઆ ઉત્કૃષ્ટ શ્યામલ ભૂમિથી સમૃદ્ધ છે. ત્યારે ક્યાંક શિહોરના, કુંડલાના અને એવા મહાલોના ડુંગરા પહાડી ભૂમિનો ખ્યાલ આપે છે. આબેહવા, ખાસ કરીને દક્ષિણ કિનારાની, અતિશય ખુશનુમા છે અને ગરમ પ્રદેશોની ગરમી પણ ગુજરાતના જેટલી નથી.

સંસ્થાનનું ક્ષેત્રફળ સુમારે ૨,૮૬૦ ચોરસ માઇલ છે.

ઇ. સ. ૧૯૨૧ ની ગણત્રી પ્રમાણે વસ્તી ૫,૦૦,૨૭૪ છે. જેમાં ૨,૫૭,૧૫૬ પુરૂષો અને ૨,૪૩,૧૧૮ સ્ત્રીઓ છે. કુલ વસ્તીમાંથી ૪,૩૩,૨૯૫ અથવા સુમારે ૮૬.૬ ટકા હીંદુ છે. અને ૪૨,૭૪૬ અથવા સુમારે કુલ વસ્તીના ૮.૫ ટકા મુસલમાન છે. એ ઉપરાંત ૨૩,૫૭૯ જૈન, ૩૦૯ પારસી, ૨૭૭

ક્રિશ્ચિયન, ૨ યાહુદી અને જેમણે પોતાનો ધર્મ જણાવ્યો નથી એવી વસ્તી ૬૬ છે. છેલ્લા દસ વર્ષમા હીંદુની સંખ્યામાં ૬૪,૩૨૦ અને મુસલમાનોની સંખ્યામાં ૫,૩૮૪ નો વધારો થયો છે.

## સરકાર સાથેનો સંબંધ.

ઈ. સ. ૧૭૨૩ માં ભાવસિંહજી પહેલાએ ભાવનગર વસાવ્યું. કર્નલવૉકરનું જ્યારે સેટલમેંટ થયું ત્યારે ભાવનગરની ગાદીએ મહારાજા ભાવસિંહજીના પૌત્ર ઠાકોર વખતસિંહજી હતા. વખતસિંહજી ૧૭૭૨ માં ગાદી ઉપર આવ્યા હતા. ભાવનગર રાજ્યનો વિસ્તાર અને વ્યાપાર વધારવામાં મહારાજા ભાવસિંહજીના પુત્ર અખેરાજજી અને તેમના પુત્ર વખતસિંહજીએ ઘણો શ્રમ લીધો હતો. તેમ પાડોશના દરીઆમાં લુંટફાટનો ધંધો કરનારા ચાંચીયાઓને વશ કરવામાં પણ તેમને મહેનત પડી હતી. જ્યારે ૧૭૫૯ માં સુરત શહેર અને કિલ્લાનો કબજો સરકારે લીધો ત્યારે સરકારને પણ લાગ્યું હતું કે ચાંચીઆઓનો બંદોબસ્ત કરવામાં નજીકમાં નજીક મદદગાર થઇ શકે એવા ભાવનગરના રાજકર્તા છે. તા. ૧૨ મી ડીસે. ૧૮૦૭ ના પોતાના અગત્યના રિપોર્ટમાં કર્નલવૉકર પણ મુંબઇ સરકારને આ સંબંધમાં લખે છે કે "આ સમયથી ભાવનગરના રાજકર્તાઓ સાથેનો આપણો સંબંધ શરૂ થયો છે; જ્યારે આ ઇલાકાનાં વ્યાપાર અને વિકાસનાં સાધનો ઘણાં જ મર્યાદિત હતાં, ત્યારે ભાવનગરના રાજકર્તાઓની મૈત્રી, ઉત્કંઠા પૂર્વક અને કાળજીપૂર્વક વધારવામાં આવી." બ્રિટિશ રાજ્યની સાથે ભાવનગર રાજ્યનાં ઘણાં તહનામા થયાં છે; તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. એ બધાં એચીસન ટ્રીટી પુસ્તક ૬ માં નં. ૮૦ થી ૮૬ સુધીમાં છે.

પણ તેમા તા ૨૫ મી એપ્રીલ ૧૮૬૬ નો બ્રિટિશ સરકાર અને ભાવનગર વચ્ચેનો એક મહત્વનો કરાર દાખલ કરવામા આવ્યો નથી આ કરાર જે બાબત માટે છે, તે બાબત સબધી અગાઉ થયેલા કરારો એથી રદ થાય છે આ કરાર પ્રમાણે ભાવનગરના બદરને બ્રિટિશ બદરના સપૂર્ણ હકો કીંમતી બદલો લઇ આપવામા આવ્યા છે અને આ ઉપરાંત સરકારની સાથે જુદી ગોઠવણથી ભાવનગર રાજ્યના નાના બદરોને પણ બ્રિટિશ હીંદના (સ્વરાજ્યના) બદરો તરીકે કબુલ કરવામા આવ્યા છે

## ગોહિલ રાજવશ.

ભાવનગરના ગોહિલ રાજવશના સ્થાપક ગોહિલ સેજકજી છે શાલીવાહનથી ૨૦ મી પેઢીએ મોહોદાસ થયા. તેમના પૌત્ર ગોહિલ સેજકજીએ રાજપુતાનામાથી સોરાષ્ટ્રમા આવી પ્રદેશો જીતી ધીમે ધીમે પોતાની રાજ્યસત્તા જમાવી એટલુ જ નહીં પણ પોતાના પુત્રોને પણ ગામો વહેંચી આપ્યા ગોહિલ સેજકજી બારમા સૈકામા સૌરાષ્ટ્રમા આવ્યા પણ ઐતિહાસિક ઉલ્લેખોથી જણાય છે કે ઈ સ ૮૧૨ ના અરસામા ગોહિલો સૌરાષ્ટ્રમા રાજ્યકર્તા હતા અને ગોઘાથી માગરોલ સુધીના દરીઆ કિનારા ઉપર તેમનો સત્તા વિસ્તાર હતો સેજકજીએ સૌરાષ્ટ્રમા સેજકપુર વસાવી ત્યા પોતાની રાજધાની બનાવી હતી

દિલ્હીની મોગલ સત્તા નાશ પામી અને મરાઠી સત્તા બળવત્તર થઇ તે સમયે ગોહિલોની રાજધાનીનું શહેર શિહોર હતુ અને તે વખતે ભાવસિંહજી પહેલા રાજકર્તા હતા (૧૭૨૨–૨૩) તેમને મરાઠા લશ્કર સાથે લડાઇમા ઉતરવુ પડ્યુ હતુ. જો કે

લડાઇમા મરાઠાઓની હાર થઇ હતી છતા ભાવસિંહજીને આવા પ્રસગો માટે શિહોર સલામત સ્થળ લાગ્યુ નહીં. એથી એઓ ગોધાથી થોડા માઇલ ઉત્તરે ખાડીના મુખ ઉપર વડવા નામના ગામડામા ગયા અને ત્યા ભાવનગરનો પાયો નાખી પોતાની રાજધાની સ્થાપી.

મહારાજા ભાવસિંહજી ઈ. સ ૧૭૬૪ મા મરણ પામ્યા. તેમના પછી અખેરાજજી ગાદીએ આવ્યા અખેરાજજીએ મોગલ સુબા મોમીનખાન સામે મરાઠાઓને મદદ આપી તેમ, તળાજા અને મહુવાના કોળીઓને કબજે કરવા અગ્રેજ સરકારને પણ સાહાય્ય કરી. વડોદરાના રેસીડેન્ટની વિનતિ ઉપરથી રઘુનાથ-રાવ પેશ્વાને અખેરાજજીએ આશ્રય આપ્યો હતો અને પછી પોતાના વહાણમા બેસાડી તેને મુબઈ સુરક્ષિત પહોચાડયો હતો અખેરાજજી ૧૭૭૨ મા દેવ થયા. તેમના પછી વખ-તસિંહજી ગાદીએ આવ્યા. ગાદીએ આવતા, તેમણે ખભાતના કબજામાથી તળાજા લીધુ. તેઓ હોશિયાર, કુશળ લડવૈયા અને ડાહ્યા રાજકર્તા હતા. તેમની કારકીર્દિમા રાજ્યવિસ્તાર થયો. અને બ્રિટિશ સરકાર સાથે મૈત્રી સંબધ દઢ થયો પણ તેમના રાજ્યકાળના અંતિમ ભાગમાં ગોધા, ધંધુકા અને રાણ-પુર તાલુકામા આવેલા ભાવનગર રાજ્યના ગામો ઉપર બ્રિટિશ હકુમત સ્થપાઇ આથી તેમને દુ ખ થયુ પણ આ ગામો ૧૮૬૦ મા પાછા રાજ્યની હકુમતમા આવ્યા તેઓ ૪૪ વર્ષ રાજ્ય ભોગવી ૧૮૧૬ મા દેવ થયા. તેમના પછી વિજયસિં-હજી ગાદીએ આવ્યા. તેમણે ૧૮૫૨ સુધી રાજ્ય કર્યું ત્યાર બાદ તેમના પૌત્ર અખેરાજજી, જેઓ 'દાજીરાજ'ના નામે ઓળખાતા તેઓ ગાદીએ બેઠા. પણ બે વર્ષમા જ તેમનુ

અવસાન થયું. ૧૮૫૪. તેમને પુત્ર નહીં હોવાથી તેમના ભાઇ જસવતસિંહજી ગાદીએ બેઠા. ઠાકોરશ્રી જસવતસિંહજીએ ૧૮૫૭ ના બળવામાં સરકારને બધી શક્ય મદદ કરી હતી. અને તે સેવાના બદલામાં તેમને કે. સી. એસ. આઈ. નો ચાંદ એનાયત થયો હતો. આ ચાંદ મેળવનાર કાઠીઆવાડના રાજ્યકર્ત્તાઓમાં તેઓ પહેલાજ હતા. નામદાર ઠાકોરશ્રી જસવતસિંહજી ૧૮૭૦ ના એપ્રિલની ૧૧ મી તારીખે દેવલોક પામ્યા. આ વખતે તેમના પુત્ર ઠાકોરશ્રી તખ્તસિંહજી બાળક હતા. એથી સરકારના હુકમથી સંયુક્ત રાજ્ય વહીવટ દાખલ થયો. અને સંયુક્ત વહીવટના વહીવટદારો તરીકે મી. ઇ. પરસીવલ આઇ. સી. એસ. અને મી. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, સી. આઇ. ઇ. નીમાયા. સંયુક્ત વહીવટ ૫ મી એપ્રિલ ૧૮૭૮ સુધી ચાલ્યો. અને પછી ઠાકોરશ્રી તખ્તસિંહજીને રાજ્યગાદી સુપ્રત થઇ.

## ભાવનગરના નરેશો.

એવાં ઘણાં થોડાં રાજ્યો હશે કે જેમાં નરેશો ઉત્તરોત્તર વધારે કાબેલ, વધારે પ્રજા પ્રીતિવાળા, પોતાના સુખ કરતાં પ્રજા અને રાજ્યની આબાદીમાં વધારે ઉત્સુકતાવાળા અને રાજ્યની જમાવટ કરવામાં ખંતવાળા હશે. પાછળ ટુંકમાં કહેવામાં આવ્યું છે તેમ, ભાવનગર રાજ્યને સુદૃઢ અને વિસ્તારવાળું કરવામાં એક પછી એક આગળ જનારની પદ્ધતિએ ચાલવાવાળા નરેશો ઉત્પન્ન થયા છે; એ, આ રાજ્યનું મોટું શુભ નસીબ છે.

## પહેલાંનો જમાનો.

અંગ્રેજ સરકારના રાજ્ય નીચે હીંદ, સુખ શાંતિમાં જેમ આગળ આગળ પ્રગતિ કરતું ગયું તેમ તેમ રાજાઓની કેલવણી, પશ્ચિમની પદ્ધતિએ અપાવા લાગી. રાજ્ય પ્રણાલિકામાં એજ પદ્ધતિ પ્રમાણે ફેરફાર અને સુધારણા થવા લાગ્યાં. અને બ્રિટિશ હીંદની પ્રજાનું સુખ તથા ત્યાં થતા સુધારા જોઇને દેશી રાજ્યોની પ્રજાને જે આગળ ધપવાની ઉત્કંઠા થાય તેને અનુમોદન આપનારી રાજ્યનીતિ દેશીરાજ્યોમાં પણ આવવા લાગી.

પ્રાયશઃ જૂનો વખતના રાજાઓ કેળવાયેલ કરતાં વધારે લડાયક હતા. સંરક્ષણનું, રાજ્યને દૃઢ કરવાનું અને રાજ્યને

વધારવાનું કામ એમની ઉપર હતું. જ્યારે રાજ્યનો કારભાર મુત્સદ્દી વર્ગના હાથમા હતો. શાંતિનો જમાનો આવ્યો ત્યારે વિચાર સામગ્રીને તરવારની જગા લેવાની જરૂર પડી. અને ઇલમને રસ્તે નરેશોને ચાલવુ પડ્યુ.

## રાજકુમાર કૉલેજની સ્થાપના.

સમાજમા કેલવણીના પ્રચાર માટે તે વખતે નિશાળોની સ્થાપના થતી જતી હતી; પરતુ રાજકુમારોની કેલવણી માટે કોઇ સસ્થા ઉભી થયેલી ન હતી. લગભગ ૫૫ વર્ષ ઉપર કાઠીઆવાડમા એક રાજકુમાર કૉલેજ સ્થાપીને કાઠીઆવાડનાં સંસ્થાનોના રાજકુમારોને કેલવણી આપવાનો પ્રબંધ શરૂ થયો. તથા મી. મેકનૉટન જેવા બાહોશ, સુશીલ અને ઉમદા ખવાસના એક અંગ્રેજ ગૃહસ્થની, એ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે નીમણોક થઇ.

રાજકોટની એ રાજકુમાર કૉલેજના શરૂઆતના વિદ્યાર્થી તરીકે જુનાગઢના નવાબ સાહેબ સર બહાદુરખાનજી, ભાવનગરના મર્હુમ મહારાજા સર તખ્તસિંહજી, મોરબીના ઠાકોર સાહેબ સર વાઘજી, અને લીંબડીના સર જસવતસિંહજી તથા ત્યાર પછી તુરત ગોડલના હાલના નામદાર મહારાજા સર ભગવતસિંહજી એમા દાખલ થયા. આ સર્વે રાજા સાહેબોનો ઉછેર, કેલવણી અને તેમનાં રાજકાર્યની કાબેલીયતનો ઇતિહાસ જેમના જાણવામાં હશે, તેઓ કહી શકશે કે એમની કેલવણી કેવી ફતેહમંદ નીવડી હતી. આ બધા નરેશોનાં નામ કાઠીઆવાડમાં પ્રખ્યાત છે.

## આ સમયનાં રાજ્યોનો સગીર વહીવટ.

મહારાજા સર તખ્તસિંહજી રાજ્યનીતિજ્ઞ નરેશ હોવા

ઉપરાંત ઘણાજ ઉદાર રાજ્યકર્તા હતા. એમની બાલ્યાવસ્થામાં રાજ્યનો કારભાર મી. પરસીવલ અને રાજ્યનીતિજ્ઞ ગૌરીશંકર ઉદયશંકરથી ચલાવવામાં આવતો હતો. મોરબી, ગોંડલ અને લીંબડીમાં પણ તે વખતે સગીર રાજ્ય વહીવટ હતો. એ બધાં રાજ્યોનો વહીવટ જો કે સારી સ્થિતિમાં મૂકી જવામાં આવ્યો હતો; તો પણ એ સર્વમા ઊંચી કોટિની સ્થિતિ ભાવનગર રાજ્યે પ્રાપ્ત કરી હતી.

**શ્રીયુત ગગા ઓઝા.**

શ્રીયુત ગગા ઓઝાનું નામ કાઠીઆવાડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ભાવનગરની ઉન્નતિમાં એમનો કેટલો હિસ્સો હતો, તે સર્વ કોઇના જાણવામાં છે. એમની દેખરેખ નીચે સારી રીતે ઉછેર પામીને મહારાજા તખ્તસિંહજી સુદૃઢ થતા આવતા ભાવનગર રાજ્યના ધણી થયા.

**રેલ્વે અને મહારાજા તખ્તસિંહજીનો રાજ્યાભિષેક.**

બાલ રાજ્ય વહીવટ દરમિયાન કાઠીઆવાડમાં રેલ્વેનું પ્રથમ સાહસ ભાવનગરની બચેલી ઉપજમાંથી શરૂ થયું. અને લગભગ ૦॥। કરોડ રૂપીઆના ખર્ચે ભાવનગર-વઢવાણ અને ઢસા સુધી રાજ્યે રેલ્વે બાંધી.

૨૧ વર્ષની ઉમરે મહારાજા તખ્તસિંહજીનો રાજ્યાભિષેક થયો. એ દિવસ-ભાવનગરની પ્રજા માટે અને બાળ વહીવટના કારભારીઓને માટે-મગરૂબ દિવસ હતો. મહારાજા તખ્તસિંહજી જેવા ઉદાર, દયાળુ અને પ્રાતઃસ્મરણીય નરેશની છાયામા કોણ મગરૂબ ન થાય?

**ગગા ઓઝાનું વાનપ્રસ્થ.**

વૃદ્ધ છતાં ગગા ઓઝાનો કારભાર મહારાજા તખ્તસિં-

હજીના રાજ્યાભિષેક પછી પણ થોડો કાળ ચાલુ રહ્યો. અને એક વર્ષ નહીં થયું હોય ત્યાં એ વૃદ્ધ પુરૂષે વાનપ્રસ્થ સ્વીકાર્યું. રાજ્યે એમને મળતા પગારનું પેન્શન કરી આપ્યું. અને એમની જગાએ એમના આસિસ્ટંટ દીવાન સામલદાસ પરમાણંદદાસની મુખ્ય દીવાન તરીકે નીમણોક કરી. શ્રીયુત ગગા ઓઝાની પ્રણાલિકા ઉપર સામલદાસનો રાજ્યકારભાર ચાલવા લાગ્યો. પણ તેમાં સવિશેષ બુદ્ધિચાતુર્યનો ઉમેરો થયો હતો તેમ તે વખતના અનુભવીઓ કહે છે.

### કારભારી પદે વિઠ્ઠલભાઇ.

સને ૧૮૮૪ માં નરેશના અફસોસ અને લોકોની દીલગીરી વચ્ચે શ્રીયુત સામલદાસજીનો સ્વર્ગવાસ થયો. કદરદાન મહારાજા તખ્તસિંહજીએ તેમના જ્યેષ્ટપુત્ર વિઠ્ઠલભાઇને એમની જગાએ કારભારી પદે નિમત કર્યા. પિતાની પદ્ધતિના અનુભવવાળા–વખતે એમના જેવા ચાતુર્યવાન નહીં તો–વિશુદ્ધ હૃદયવાળા અને રૈયતના શુભ ચિંતક વિઠ્ઠલભાઇએ, ઘણાં વર્ષ સુધી એકહથ્થુ ફતેહમંદી ભરેલો રાજ્ય કારભાર કર્યો.

### કૌંસીલ પદ્ધતિથી કારભાર.

મહારાજા તખ્તસિંહજીના વિચારથી કે એમને મળેલી સલાહથી કે રાજકારણમાં કાળ, કોઇ કોઇ વખત જે ફેરફારો –બહારનાં માણસો નથી જાણી શકતાં તેવા ફેરફારો–કરે છે તેના કારણથી; રાજ્ય વહીવટની ચાલુ પદ્ધતિને બદલે કૌંસીલ પદ્ધતિથી કારભાર ચલાવવાનું ૧૮૮૮ ની સાલમાં નક્કી થયું; જેમાં તે વખતના ગવર્નર લૉર્ડ રેની સંમતિ હતી એમ કહેવાય છે.

### કૌંસીલનું બંધારણ.

હાલના જમાનામાં ભણી ગણી તૈયાર થયેલા નરેશો પોતાની

અનુકુલતા પ્રમાણે પસદ પડે એ પદ્ધતિએ રાજ્યવહીવટ ચલાવે છે, જ્યારે તે સમયમા તો પદ્ધતિમા ફેરફાર થતો ત્યારે ખાનગીમા મિત્ર તરીકે પોલીટીક્લ ઑફીસરોને કાને વાત નાખી દેવાનો રિવાજ હશે એમ લાગે છે. કૌંસીલના મેંબર તરીકે સમર્થ એવા ચાર અધિકારીઓની નીમણોક થઈ. મુખ્ય દીવાન સાહેબ વિઠ્ઠલભાઈ, દીવાન અને વડા સભાસદના હોદ્દાથી નિયત થયા હતા. જ્યારે ગગાભાઇના જ્યેષ્ટ પુત્ર રા રા વજ્લભાઇ નાણા પ્રકરણી ખાતાના સભાસદ, મી. પ્રોક્ટર સીમ્સ જાહેર બાધકામ ખાતાના સભાસદ અને મી મચેરજી (હાલના સર મંચેરજી) ન્યાય ખાતાના સભાસદ તથા ડૉ. બરજોરજી વધારાના સભાસદ નીમાયા હતા. કાબેલીયત, અનુભવ અને રાજ્ય ભક્તિમા આથી વધારે સારી મડળી આજ શોધવી મુશ્કેલ પડે એમ ઘણાને ભાસે છે.

## મહારાજા ભાવસિંહજીનો રાજ્યાભિષેક.

મહારાજા સર તખ્તસિંહજીનું હૃદય અચાનક બંધ પડી જવાથી ઇ. સ. ૧૮૯૬ ના જાનેવારી માસમાં તેમનું અવસાન થયું, ત્યારે આ કૌંસીલ પદ્ધતિએ રાજ્ય ચાલતું હતું. મર્હુમ મહારાજા ભાવસિંહજી જે મહારાજ કુમાર હતા તેમનું વય તે વખતે લગભગ ૨૧ વર્ષનું હતું. એટલે તે વખતના ધોરણ પ્રમાણે ગાદીનશીન થવાને તેમની યોગ્ય ઉમર હતી. ઇ. સ. ૧૮૯૬ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે તે નામદારનો યથાવિધિ ફુલ સત્તાથી રાજ્યાભિષેક થયો અને કૌંસીલ પદ્ધતિએ રાજ્ય-વહીવટ ચાલવો શરૂ રહ્યો.

## કરજવાળું રાજ્ય.

મહારાજ તખ્તસિંહજીની ઉદારતાને લીધે હોય કે કૌંસીલ પદ્ધતિએ, નાણાં પ્રકરણી ખાતા ઉપર રાખવી જોઈએ તેટલી સંભાળના અભાવને લીધે હોય કે નિયમસર બજેટ થવાની શિથિલતાને લીધે હોય—ગમે તે કારણે હોય—પણ મહારાજા ભાવસિંહજીને નસીબે કરજવાળું રાજ્ય અને ખાલી તીજોરી આવ્યાં હતાં. એમ સમજાય છે, કે જે સ્થિતિના સામે ઝુંબેશ કરવામાં એમને પોતાની ઘણી હોશિઆરી, બહુ ધીરજ અને શાંતિ ખરચવાં પડયાં હતાં.

## મહારાજા ભાવસિંહજીનું બાળવય.

મહારાજા ભાવસિંહજીનું બાલવય બહુ સુખમા ગયેલું જણાતુ નથી. એમનું મોસાળ ગોડલ હતુ અને માતુશ્રીનું મરણ, એમનો જન્મ થયા પછી તુરત થવાને લીધે એમના ઉછેરનું કામ ગોડલના માતુશ્રી મોઘીબા સાહેબની છાયામા થયુ હતુ એટલે નાનપણથી જ એમને ભાવનગરની બહાર રહેવું પડયુ હતુ અને નિશાળે ભણવાની ઉમર થઇ ત્યારથી રાજકોટ રહેવાનું થતુ રાજકોટમા બે ત્રણ વર્ષ રહ્યા પછી મી (હાલના સર) સ્ટુઅર્ટ ફ્રેઝરની ટ્યુટર અને ગાર્ડીઅનશીપ નીચે, કોલ્હાપુરના મર્હુમ મહારાજાની સાથે, એમનો અભ્યાસ ધારવાડમા થયો હતો.

## ભાવનગરમાં રહી રાજકાજનો અનુભવ.

૧૮ વર્ષની ઉમરે મહારાજા ભાવસિંહજીનો વિવાહ—પોતે કુવરપદે હતા ત્યારે—મારૈયાના કુવરી સાહેબ દેવકુવરબા સાથે સને ૧૮૯૨ મા થયો હતો ત્યારપછી તેઓશ્રી ધારવાડથી છુટા થયા અને કર્નલ મેરી વેધર કે જેઓ તે વખતે પોલીટીકલ ઑફીસર હતા, તેમની દેખરેખ નીચે ભાવનગરમા રહીને અભ્યાસ કરવાનુ ઠર્યું કર્નલ મેરી વેધર બે એક વર્ષ પછી એમને છોડીને ગયા. ત્યાર પછી મહારાજા તખ્તસિંહજીએ પોતાના પુત્રને રાજ્ય કાજમા તૈયાર કરવા માટે કૌંસીલરોની સાથે કામ શીખવાને જોડી દીધા આ વખતે લશ્કર ખાતાના ઑફીસર તરીકે કર્નલ હેરીસને નીમવામા આવ્યા હતા. તેમની સાથે વિશેષ કરીને મહારાજા ભાવસિંહજીને રાખવામા આવતા ૨૧ વર્ષની ઉમરે રાજ્યનો ભાર પોતાના ઉપર પડયો ત્યારે

લગભગ બધા ખાતાનું થોડું ઘણું જ્ઞાન તે નામદારને થઇ ગયું હતું. આ જ્ઞાન એમને શરૂઆતની મુશ્કેલી ભરી કારકીર્દિમાં બહુ ઉપયોગી થઇ પડયું.

## નાણાં પ્રકરણી સ્થિતિ સુધારવાના પ્રયત્ન.

રાજ્યની લગામ હાથમા લીધાની સાથે નાણાં પ્રકરણી સ્થિતિ સીધી કરવા માટે તે નામદારે ખંતથી કામ કરવા માંડયું. અને પહેલે જ વર્ષે બજેટમાં બે પાસાં આગ્રહથી સરખાં કરાવ્યાં. જુની ફાઇલોમાંથી માલુમ પડે છે કે એ વર્ષના બજેટમાં ઉપજ કરતાં ખર્ચ ૧૦ લાખ રૂપીઆનું વધારે મૂકવામાં આવ્યું હતું; જે રાજ્ય ચલાવવાની શરૂઆત છતાં તે નામદારે સરખું કરાવ્યું એ દાખલા પછી રાજ્યના દરેક અમલદારને બજેટ બાબત, સારા રાજ્યને માટે રહેવી જોઇએ તેવી ચિંતા રહેવા લાગી. ભાવનગર રાજ્યનો મુદ્રાલેખ 'મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા' છે. પણ એ પ્રમાણે મહારાજા ભાવસિંહજીના યત્ન ઉપર ઇશ્વરે પોતાની કૃપા ન વરસાવી. વર્ષો એક પછી એક ખરાબ આવવા લાગ્યાં. એટલે એમને વર્ષો વર્ષ ખર્ચમાં કાપકુપ કરવાની જરૂર પડી. ખર્ચની કાપકુપ કોને પસદ પડે? પણ રાજ્યના શુભ માટે ટીકાઓની દરકાર ન કરવી જોઇએ એવી એમની માન્યતા હતી. અને એ માન્યતાને વળગી રહેવાની અને સારા કામનું સારૂં જ પરિણામ હોય એ આસ્થા ઉપર વિશ્વાસ રાખવાની એમની ટેવથી અંતે રાજ્ય તરી આવ્યું.

## કોંસીલનો વહીવટ બંધ થયો.

કોંસીલ વહીવટ સંવત્ ૧૯૫૬ ના દુકાળ સુધી ચાલુ રહ્યો. પણ એ કફોડા અને દુ:ખદાયક વર્ષમાં કોંસીલ પદ્ધતિ

બદલીને પાછી દીવાનની પદ્ધતિ મને કમને પણ મહારાજા ભાવસિંહજીને દાખલ કરવાની આવશ્યકતા લાગી. એમના એ વિચારને એ વખતના વાઈસરૅાય નામદાર લૉર્ડ કર્ઝન અને તે વખતના સમર્થ પોલીટીકલ એજંટ કર્નલ હંટરની સહાનુભૂતિ હતી. આ હીંમતવાન બાળરાજાએ વહીવટી પદ્ધતિમાં ફેરફાર કર્યો. અને તે ફેરફારના પરિણામે જે પ્રથમ દીવાન નીમાયા તે મર્હુમ ગગા ઓઝાના જ્યેષ્ટ પુત્ર, જે એક વખત નાણાં પ્રકરણી સભ્ય હતા તેઓ નીમાયા. અને નાયબ દીવાન તરીકે રાજકોટના મુખ્ય વકીલ, પોલીટીકલ ખાતાના અચ્છા અભ્યાસી અને ચુસ્ત અનુભવી રા. રા. હરિલાલ સવાઇલાલની નીમણોક થઇ. તથા દીવાનના જ્યુડીશ્યલ આસિસ્ટંટ તરીકે આજમ ઘેલાભાઇ જગજીવનદાસ, જેઓ તે વખતે સર ન્યાયાધીશ હતા તેઓ નીમાયા.

## હજુર સેક્રેટરી તરીકે સર પ્રભાશંકર.

મહારાજા તખ્તસિંહજીના વખતના વિશ્વાસપાત્ર અને મહારાજા ભાવસિંહજીના પણ વિશ્વાસપાત્ર હજુર સેક્રેટરી રતીલાલ છોટાલાલે પેન્શન લીધા પછી રા. રા. પ્રભાશંકર પટણી (હાલના સર પ્રભાશંકર) પ્રાઇવેટ સેક્રેટરી તરીકે હતા, તેઓ આ નવી વ્યવસ્થામાં હજુર સેક્રેટરી તરીકે નીમાયા.

## ખર્ચ ઓછું કરવા માટે નીમાયેલી કમિટી.

આ ફેરફારની ગોઠવણના અરસામાં રાજ્યનાં બધાં ખાતાંઓનું ખર્ચ બની શકે તેટલા પ્રમાણમાં ઓછું કરવા માટે ત્રણ અધિકારીઓની એક કમિટી નીમવામાં આવી હતી.

અને મી. પરસીવલ, જેઓ મહારાજા તખ્તસિંહજીની બાલ વયના વખતમાં સીનીયર એડમીનીસ્ટ્રેટર હતા, તેઓને વિલાયતથી બોલાવી કમિટિમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું હતું. તથા તેમની યોગ્યતાને અંગે–મહારાજા ભાવસિંહજીના ઘણા આગ્રહ છતાં રાજ્ય તરફથી કાંઇપણ પગાર લીધા વિના–એ કામમાં મદદ કરવાનું તેઓએ માથે લીધું હતું. એ કમિટીના બીજા બે સભ્યોમાં એક મી. પ્રોકટર સીમ્સ અને બીજા સર પ્રભાશંકર હતા. અને કમિટીની તપાસને પરિણામે રાજ્યનું નાહકનું ખર્ચ ઓછું થઇ શક્યું હતું.

## સર પ્રભાશંકર દીવાન તરીકે.

બે વર્ષ પછી એટલે સન ૧૯૦૨ માં શ્રી. વજ્જલભાઇએ વૃદ્ધત્વને લીધે દીવાન પદેથી પેન્શન લીધું; અને મહારાજા ભાવસિંહજીએ સર પ્રભાશંકરને એ સ્થાન આપ્યું. કહેવાય છે કે રાજા અને દીવાનનો એ સુયોગ, જે પૂર્ણ વિશ્વાસથી બંધાયો હતો તે વિશ્વાસને પરિણામે જ ભાવનગરની હાલ છે, તે આબાદીનો પાયો નંખાયો.

## નાણાં પ્રકરણી સુધારા.

મહારાજા ભાવસિંહજીને હાથે રાજ્યની નાણાં પ્રકરણી સ્થિતિ સુધરવાનાં સાધનો ઉત્તરોત્તર ઉભાં થવા લાગ્યાં. સ્ટેટ બેંકની સ્થાપના થઇ. સરકારી ધોરણ પ્રમાણે પ્રોમીસરી લોન નીકળી; જેને માટે માત્ર ભાવનગર રાજ્યની પ્રજાએ જ નહીં પણ હીંદ, બર્મા અને દક્ષિણ આફ્રિકાથી પણ લોકોએ ટેન્ડરો મોકલેલાં. અને દેશી રાજ્યોમાં બેંક સ્થાપવાનું આ પહેલું સાહસ છતાં ભાવનગર સંસ્થાનમાંથી તેમ બીજાં રાજ્યોમાંથી, બ્રિટિશ હીંદમાંથી અને રંગુન તથા ઝાંઝીબારથી પણ લોકો

પોતાનાં નાણાં બેંકમાં ડીપોઝીટ મોકલવા લાગ્યા. આ પદ્ધતિથી દોરવાઈને રેલ્વેનો વધારો થવા લાગ્યો. ધીમે ધીમે રેલ્વેની લંબાઈ વધવા માંડી. અને મહારાજા ભાવસિંહજીના વખતમાં સર પ્રભાશંકરની સૂચના પ્રમાણે આખા રાજ્યના બધા મહાલો ધીમે ધીમે જોડી દેવાની એક યોજના તૈયાર થઈ તથા તે આખી યોજના માટે સરકારની મંજુરી લેવામાં આવી.

**રેલ્વે રીઝર્વ ફંડ અને રેલ્વેમાં વધારો.**

નાણાં પ્રકરણી ખાતામાં જે મુખ્ય સુધારો થયો તે એ હતો કે રેલ્વેની ચોકખી ઉપજ રાજ્યના કામમાં ન વાપરી નાખતાં રેલ્વે રીઝર્વ ફંડ તરીકે તેને જૂદી જમા કરવામાં આવી. અને તે જમા થયેલી રકમમાંથી યોગ્ય લાગ્યા પ્રમાણે રેલ્વે વધારવાની જે યોજના હતી તે પ્રમાણે એક પછી એક રેલ્વે ફાંટાઓ બાંધવામાં આવ્યા.

મહારાજા ભાવસિંહજીનો સ્વર્ગવાસ ૧૯૧૯ ના જુલાઈ માસમાં થયો ત્યાં સુધીમાં એ નામદારને હાથે ૮૮ માઈલમાં આ પ્રમાણે રેલ્વે લાઇન થઈ:—

| | |
|---|---|
| શિહોર–પાલીતાણા રેલ્વે | ૧૮ માઇલ. |
| ઢસા–કુંડલા રેલ્વે | ૩૬ માઇલ. |
| બોટાદ–જસદણ રેલ્વે | ૩૪ માઇલ. |

**મહારાજા ભાવસિંહજીનું રાજ્યચાતુર્ય અને ખાનગી જીવન.**

મહારાજા ભાવસિંહજીનું રાજ્યચાતુર્ય ભાવનગરના રાજ્ય કારોબારમાં સ્પષ્ટ તરી આવે છે. એમનું ખાનગી જીવન બીલકુલ નિષ્કલંક અને શુદ્ધ હતું, એમ પ્રજા માને છે. વિશ્વાસ હોય એના ઉપર સર્વ ભાર મૂકવાની એમની તૈયારીએ, રાજ્યને

જે ફાયદો કર્યો છે તે તો મહારાજા ભાવસિંહજી અને સર પ્રભાશંકરના જગ જાહેર સબંધથી સર્વને સુવિદિત છે, એમ લોકો બોલે છે પણ આ લખનારને એમના ખાનગી જીવનનો જાતિ અનુભવ ન હોવાથી સર પ્રભાશંકરે બાળ રાજ્ય વહીવટ હાથમા લીધો ત્યારે પહેલે વર્ષે અને ત્યારપછી અવાર નવાર તે નામદાર વિષે એમણે જે કાંઇ ઉદ્દગારો કહાડયા હતા તે, અહીં એમના જ શબ્દોમાં લખી દેવા વધારે ઉચિત લાગવાથી નીચે આપવામાં આવ્યા છે.

"મહારાજા ભાવસિંહજી ૧૮૯૬ ના ફેબ્રુઆરીની દસમી તારીખે ગાદીનશીન થયા. ત્યાર પછી કમનસીબે બીજે જ વર્ષે તેમને દુષ્કાળ જેવી સ્થિતિની સામે થવાનું પ્રાપ્ત થયેલું. ૧૮૯૭ મા ભાવનગર રાજ્યનો દુષ્કાળનો કાયદો પસાર કરવામા આવ્યો. અને તેથી લોકોને નિભાવવાને ઉઘાડેલા કામમા રોજની સરાસરી પ્રમાણે લગભગ ૧૪ હજાર માણસો આશ્રય પામેલા. તથા ૨ લાખ ૮૨ હજારનુ ખર્ચ થયેલું. ત્યાર બાદ ૧૮૯૯–૧૯૦૦ મા છપ્પનીયો દુષ્કાળ પડયો. આ પ્રસંગે ના. મહારાજા સાહેબે સંકટવાળા ભાગોમા મુસાફરી કરી અને પછી વસ્તીને મદદ કરવાના હુકમો બહાર પાડયા. રીલીફ માટે ઉઘાડેલા કામમા અને બીજી રીતે લગભગ ૨૩ લાખનુ ખર્ચ થયેલું. અને ૧૪॥ લાખ કરતા વધારે મહેસુલ માફ કરવામા આવેલું.

૧૯૦૫ અને ૧૯૧૨—૧૩ ના નબળા વર્ષોમા પણ નામદાર મહારાજાએ એવી જ ઉદારનીતિનુ અનુસરણ કર્યું હતુ. અને ત્યાર પછી નબળા વર્ષોમા ખેડુતોને કાયમી મદદ મળી શકે એટલા માટે ના. મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજીના જન્મ મહોત્સવ પ્રસંગે ૨૦ લાખ રૂપીઆના કાયમી ફંડની વ્યવસ્થા કરેલી. પરંતુ એ ફંડમા જમા થયેલી રકમ દુષ્કાળના વર્ષો આવવાને લીધે પાછળથી રાજ-કાર્યમા વપરાઇ ગઇ હતી. ૧૯૨૨ મા ફરી દર વર્ષે ૨॥ લાખની રકમ જુદી કાઢવાનો કૌંસીલે ઠરાવ કર્યો. એ પ્રમાણે ૧૯૨૯ મા એ ફંડમા ૨૦ લાખ રૂપીઆ પૂરા થઈ ગયા.

## મહારાજા ભાવસિંહજી

સ્વ. મહારાજા ભાવસિંહજીએ પોતાની કારકીર્દિમા અનેક પ્રજા ઉપયોગી કામો કર્યા છે પરિણામે અત્યારે નળનું ચોકખુ પાણી પ્રજાને મળી શકે છે. પણ ભાવનગર સંસ્થાનમા એવી કોઇ વહેતી નદીઓ નથી જેને બાંધી શકાય અને જલસંચયની જ્યા અનુકુળતા છે, ત્યા હકુમતની વિવિધતાને લીધે બરાબર ઉપયોગ થઈ શકે તેમ નથી. છતા જે કાઇ શકય હતુ, તે મહુમ મહારાજાશ્રીએ કર્યું હતું. એમની કારકીર્દિમા જ શામધરી તળાવ પાછળ ૧,૧૬,૯૦૦ નો ખર્ચ થયો અને ભીમડાદનુ તળાવ કે જેનુ નામ પન્નાના નામદાર મહારાણીના નામાર્થે ' મનહર તળાવ ' આપવામા આવ્યુ છે, તેને બાધવાનો પાચ લાખનો અડસટ્ટો કરવામા આવ્યો આ કામ તે નામદારે અર્ધુ પૂરૂ કર્યું હતુ આ ઉપરથી જણાય છે, કે ખેડુતોના કલ્યાણ માટેની તેમની કાળજી ઉડી અને આગ્રહી હતી.

કાઠીઆવાડમાથી દારૂની બદી દૂર કરવાનુ પ્રથમ માન સ્વર્ગસ્થ મહારાજાને ઘટે છે નિશાળો અને દવાખાનામા તે નામદારે વધારો કર્યો, તળ ભાવનગરમા નવા કારખાના ઉઘાડયા, દરબારી બેંક સ્થાપવામા આવી જેની લોકપ્રિયતા અને પ્રતિષ્ઠા અધાપિ જળવાઈ રહેલ છે સુવાવડીઓ માટે ઇસ્પીતાલની સગવડ થઈ, ભાવનગરની મ્યુનિસિપાલીટીને નવા હકો એનાયત થયા, નંદકુવરબા ઓર્ફનેજ અને નંદકુંવરબા રાજપુત કન્યા વિદ્યાલય જેવી સંસ્થાઓ શરૂ થઈ, પ્રજા પ્રતિનિધિ સભા સ્થપાઈ અને બદર સબધી હકો હવે કદિ સવાલ ન ઉભો થાય એવી રીતે નિર્વિઘ્ન થઈ ગયા. આ બધા લાભ કાઇ નાના કે સાધારણ નથી. સ્વર્ગસ્થ મહારાજા સાહેબના એ બધા શુભકર્મોનુ મહત્વ બધાના ધ્યાનમા એટલુ સ્પષ્ટ હોવાનો સભવ છે, કે હુ માત્ર તેની ગણનાથી સતોષ માની લઉ છુ.

તેઓશ્રી ગાદીએ બેઠા તે પ્રસગના ભાષણમા તે નામદારે પ્રાર્થના કરેલી કે " જે પ્રજા હવે મને સુપ્રત થયેલી છે, જેની જરૂરીઆતોની મારે સભાળ લેવાની છે અને જેના સુખ તથા સતોષને હુ મુખ્ય ઈષ્ટ સમજીશ તેની આબાદી તથા સ્વસ્થતા વધારવાના મારા પ્રયાસો ઉપર પ્રભુની કૃપા હોજો." ખરેખર, તેઓ આખર છેવટ સુધી

એ હૃદયને વળગી રહ્યા હતા, મુલાકાતે આવનાર તમામને માટે તેમનો મહેલ હમેશા ખુલ્લો હતો. અને નાનામા નાના અરજદારની અરજ સાભળવાને પોતે તત્પર રહેતા. તેમની અસાધારણ સરળતા અને સાદાઈનો તો સર્વને પરિચય છે. વળી તેઓ નામદારે રાજ્યની લગામ હાથમા લાધી ત્યારે તેજોરી ખાલી હતી. અને ઉપરા ઉપરી નબળા વર્ષો આવવાથી કુરકેલીઓમા વધારો થયો હતો. શરૂઆતના વર્ષોમા આવશ્યક કાર્યો કરવા માટે તેમને પુષ્કળ કરજ પણ કરવું પડેલુ. છતા ડહાપણ ભરેલી કરકસરથી અને એક સાચા રાજકર્તાને શોભે તેવી બુદ્ધિથી તમામ સ્થિતિનુ અવલોકન કરીને તેમણે બધી તરફથી ખર્ચમા ઘટાડો કર્યો. તથા ડહાપણ ભરેલી વ્યવસ્થા અને રાજ્યની શાખ વધારવાની સભાળને લીધે તેઓ તમામ કરજ ચુકવી શક્યા. તેમ ઉપજ વધારવાને માટે કરના કરા નવા સાધનોનો તેમણે ઉપયોગ કરેલો નહીં. આવી કુશળતા વિરલ છે અને સારામા સારા રાજાઓનુ લક્ષણ ગણાય છે.

તેમણે જ્યારે રાજ્યની લગામ હાથમા લીધી ત્યારે ૧૦ માઇલની રેલ્વે હતી. તે વધારીને ર૦૮ માઇલની કરી વળી હીંદના રાજકર્તાઓમા તેઓ પહેલા જ હતા કે જે પાચ ટકાની સ્ટેટ પ્રોમીસરી લોન ફ્લોટ કરી કાઢી શકેલા; જે લોનનું અત્યારે પ્રીમીયમ ઉતરે છે.

તેમનુ ખાનગી જીવન પણ શુદ્ધ અને સારૂં હતુ. પોતે એક પત્નીવ્રતના સમર્થ હીમાયતી હતા. જનાનાની કેળવણીને આવશ્યક માનતા અને પડદાના રિવાજને દૂર કરવાના પક્ષમા હતા. અને જે પ્રમાણે તેઓ માનતા તે જ પ્રમાણે તેમણે આચરણ કરેલું છે. પ્રજાના તમામ વર્ગો તરફ સમાન વર્તન રાખતા. સૌને સહેલાઈથી મળી શકતા. અને પ્રજાની જરૂરીઆતો પૂરી પાડવા હમેશા તત્પર રહેતા. ન્યાય આપવાના કાર્યને તેઓ એક પવિત્ર પ્રવૃત્તિ સમજતા તથા તેના ક્રમમા કદાપિ વચ્ચે પડતા નહીં.

અધિકાર, લક્ષ્મી અને અવસ્થા, એ બધા એઓ નામદારની તરફેણમા હતા. અને આશ્ચર્ય થાય એવી રીતે તેઓ સદ્‌ગુણને સુપથે

હતા. એવું અનુકરણીય વર્તન આ જમાનામા આશ્ચર્ય ઉપજાવે છે. પ્રજાપરની પ્રીતિ અને અધિકારીઓ ઉપરનો વિશ્વાસ એ તેમના રાજ્યતંત્રનુ સૂત્ર હતું. અને તેમની રાજ્ય કારકીર્દિની ફતેહ એમના આ બે સૂત્રને જ આભારી છે. પ્રજામા વિવેકસહ આજે જે સ્વાતંત્ર્ય જોવામા આવે છે, તે, એમના પ્રજાને ખરે રસ્તે તૈયાર કરવાના વાત્સલ્યમાથી ઉદ્ભવેલ છે.

રાજકર્ત્તાઓનો પ્રથમ ગુણ એ છે, કે તેણે સાથે કામ કરનારાઓ સારા પસદ કરવા જોઈએ. અને જ્યારે એવા કામ કરનારાઓ મળી આવે ત્યારે તેમનો વિશ્વાસ રાખવો જોઇએ. સ્વર્ગવાસી મહારાજાના લક્ષણમા એ ગુણ ખાસ આગળ પડતો હતો. અત્યારે જે એક આદર્શ રાજ્ય તરીકે ભાવનગરની જે પદવી છે, તે ઘણે ભાગે પોતાના અધિકારીઓને પસદ કરવાની એમની શક્તિને આભારી છે, કે જેથી કરીને રાજા અને રાજ્ય તરફ ભક્તિ ભાવને લીધે સયુક્ત એવી સમર્થ અને વફાદાર સેવકોની એક સૈનાને તેઓ તૈયાર કરી શકેલા. વળી જે કાઈ સસ્થાઓ તેઓ સ્થાપતા તેને બહુ સારી રીતે નીભાવતા અને તેમનું શહેનશાહી સેવાનું લશ્કર મહાવિગ્રહ દરમિયાન રણક્ષેત્ર પર મોકલવા સારૂ પસંદ કરવામાં આવ્યું હતું, જેની કવાયતી ક્રિયા શક્તિની સરકારે પણ કદર કરી છે."

### ભાવસિંહજી દૃષ્ટાંતરૂપ નરેશ હતા.

આ ઉપરથી અમને તો લાગે છે, કે એમના પોતાના કારભારના ચાતુર્ય કરતાં એમના ખાનગી ચારિત્રના પ્રભાવને લીધે ભાવનગર રાજ્યને જે ફાયદો થયો છે તે થયો છે, એમ માનવું અતિશયોક્તિ નથી. આ રીતે તો તેઓ એક દૃષ્ટાંત રૂપ નરેશ હતા એમ ભાવનગર રાજ્યની પ્રજા એકે અવાજે આજ પણ બોલે છે.

### મનહર કુંવરબા.

મહારાજા ભાવસિંહજીનું લગ્ન ઉપર કહ્યું તેમ બાર્યે થયું



મરહુમ મહારાણીશ્રી નંદકુંવરબા, સી-આઈ

## પ્રજાની ચિંતા.

રાજા ઉપર પ્રજાની પ્રીતિ કેટલી છે, તેનો ખ્યાલ આવે વખતે આવે છે. મહારાજા ભાવસિંહજીના અવસાનથી જાણે દિઙ્મૂઢ થઇ હોય એવી પ્રજા, કોઇ રસ્તો બતાવનાર ન હોવાને સબબે આકુળ વ્યાકુળ થઇ હતી એમ એ વખતનાં ન્યુસ પેપરો વાંચનારને લાગ્યા વિના રહે નહીં.

ત્રણ પુત્રોમાં મોટા પુત્ર મહારાજ કૃષ્ણકુમારસિંહજી તે વખતે સાડાસાત વર્ષના, બીજા કુમાર નિર્મળકુમારસિંહજી સાડાપાંચ વર્ષના, અને ત્રીજા કુમાર ધર્મકુમારસિંહજી ત્રણ વર્ષના હતા. આટલી નાની ઉમરમાં ત્રણ રાજબાળકો બીલકુલ આબાપ વગરનાં અને પોતાનું કહી શકાય એવા કોઇપણ સ્નેહી વગરનાં તે વખતે થઇ પડયાં હતાં, એ ચિંતા, લોકોને પોતાની ચિંતા કરતાં પણ વિશેષ લાગતી હતી એમ આજ પણ લોકો કહે છે.



નામદાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

ઍડમિનિસ્ટ્રેશનનું લક્ષ્ય એ થશે, કે તેમણે સ્વર્ગવાસી રાજ્યકર્તાના યોગ્ય પગલાઓનુ અનુસરણ કરવું, તેણે જે કંઈ અધુરું રાખ્યુ હોય તે પૂરૂ કરવું, અને જ્યા આવશ્યક લાગે ત્યા નવી જરૂરો અને ફરેલી સ્થિતિ પ્રમાણે ફેરફાર કરીને નવી વ્યવસ્થા કરવી. સદ્ભાગ્યે અમને જે સતોષકારક સ્થિતિનો વારસો મળ્યો છે, તેનુ અવલોકન કરતા મારે એ કહેવાનુ ભૂલવુ જોઈએ નહી, કે અમારી સીમાથી બહાર જે પવન વાય છે, તેની લહરીઓ અહીં સુધી પણ પહોચી છે, પણ તેનો અમે અમારી પોતાની રીતે પ્રતિકાર કર્યો છે અને કર્યા કરશુ. પણ પ્રમાણમા અહીંની સતોષકારક સ્થિતિને માટે મુખ્ય માન તો રાજ્યની વસ્તીને ઘટે છે, જે મહારાજા ભાવસિંહજીની માયાળુ અને વત્સલ સભાળ નીચે કેળવાયલી હોઇને વફાદાર પ્રજા તરીકેની પોતાની જવાબદારી સમજતા શીખેલ છે. **રાજા**એ પોતાની વસ્તીને **પ્રજા** ગણેલ છે. તેટલા માટે લોકો પણ હમેશા તેમના વરફ **પ્રજાને** ઘટે તે રીતે વર્તતા રહ્યા છે. રાજ્ય, **રાજા** અને **પ્રજા**નું મળીને બનેલું છે, કે જેઓ તેના જીવન્ત બધારણમા મસ્તક તથા શરીરને સ્થાને છે. અને દરેક પોતાના સ્વાભાવિક કર્તવ્યોમા પ્રવૃત્ત રહે છે. તેટલા માટે જોકે અમારૂ કાર્ય જરા સહેલું થાય છે, છતા મરહુમ રાજ્યકર્તાની રાજનીતિને ટકાવી રાખવાની અમારી જવાબદારીમાં વધારો થાય છે. પણ હુ કશા જ સંકોચ વગર કહી શકુ છું, કે મેજર અર્ડ, કે જેના ઉત્સાહ અને સહકારની હુ ઊંચી કિંમત કરૂ છુ, તેની મદદથી, તથા મિ. ત્રિભુવનદાસ અને મિ. ગોપાળદાસ, કે જેમનો સ્થાનિક અનુભવ તથા રાજ્ય તરફ ભક્તિભાવ રાજ્યની મોટી પૂજી સમાન છે, તેમની મદદથી આપ નામદારની સરકારે મારા ઉપર અને મારી કાઉન્સિલ ઉપર જે વિશ્વાસ મૂક્યો છે, તે યોગ્ય છે, એમ સિદ્ધ કરવાની હું આશા રાખુ છું. અહીં જે પ્રયોગ થાતો રહ્યો છે તેને ફતેહમંદ બનાવવાને અમે આગ્રહથી યત્ન કરીશું. સદ્ભાગ્યે સંતુષ્ટ પ્રજા અને અનુભવી અમલદારો અમને પ્રાપ્ત થયેલ છે. અમે જાણીએ

છીએ કે અમારા પ્રમાણિક પ્રયત્નોને સરકાર તરફથી ઘટિત ઉત્તેજન મળશે જ; એટલે અમને નિષ્ફળ થવાની કશી બીક નથી. જ્યારે સ્થિતિ આવી અનુકુળ છે, ત્યારે જો લાગતા વળગતાઓએ આશા રાખી હશે તે કરતા અમે ઉતરતા રહેશું, તો તેમાં દોષ અમારોજ હશે."

"સગીર મહારાજા સાહેબની કેળવણી એ મારા દષ્ટિબિંદુ પ્રમાણે મારી ફરજનો સૌથી વધારે સૂક્ષ્મ અને મહત્ત્વનો ભાગ છે. અને સ્વર્ગવાસી મહારાજાની ઝિંદગી અને કારકીર્દિમા મે જે ભાગ લીધો છે, તથા રાજ્યની સાથે મારો જે સંબંધ છે, તે પરથી મને સંપૂર્ણ આશા છે, કે આ ફરજ હું સરકારને સતોષ થાય તે રીતે, અને મારા તરફથી સ્વાભાવિક રીતે અપેક્ષા રહે એ પ્રમાણે, બરાબર અદા કરી શકીશ. આપ નામદારે આ બાબતમા મને પોતાનું સાધન બનાવીને મારા પર જે ઉપકાર કર્યો છે, તે મારાથી કદાપિ વળાવાનો નથી. મહારાજા અને ન્હાના કુમાર સાહેબોએ જે પ્રગતિ કરેલ છે તે આપ નામદારોએ+ જોયેલ છે. અને મને શ્રદ્ધા છે, કે તેમના ઉછેર માટે જે વ્યવસ્થા થયેલ છે, તે સતોષકારક છે, એવી તેથી પ્રતીતિ થશે. આ સુખદ પરિણામ માટે હું મહારાજાના શિક્ષક મેજર લેન્ટનનો તથા તેના શિક્ષક મડળનો આભારી છું. આપ નામદાર પોતે કુમારોને માટે કાળજી રાખો છો તેની મને ખબર છે, અને સ્થાનિક સરકારના આવા એક પ્રસિદ્ધ અધ્યક્ષ તેમના શ્રેય માટે જાતે કાળજી રાખે છે, એ જ્ઞાનથી ભાવનગરના ભાવિ રાજ્યકર્તાને ડહાપણથી ઉછેરવામાં અમે સૌ સાવધાન રહેશું. ભાવનગરના લોકો મારા તરફથી કેવી આશા રાખે છે, તેનું પણ મને ભાન છે; અને મરહુમ મહારાજા તથા મહારાણીની યાદગિરી તથા મારા તરફથી જે પરિણામોની આશા રાખવામાં આવે છે તેને લીધે, મારા સ્વર્ગવાસી ધણીના પુત્રો કેવી રીતે કેળવાય છે, એ વિષયમાં હું નિરંતર સાવધાન રહીશ. એ રીતે જ સરકાર તેમજ રાજ્ય તરફથી મારી ફરજ હુ અદા કરી શકુ."

+ના. ગવર્નર અને તેમનાં પત્ની.

## સર પ્રભાશંકરની નીમણૂકનો હેતુ.

સરકારથી નિયત થયેલા અમલદારોને રાજ્ય વહીવટની સંબંધમાં પોતાની નામના થાય તેના ઉપર તાન રહે એ સ્વાભાવિક છે. અને બાળ નરેશની કેલવણી તથા ઉછેર લગભગ ગૌણુ જેવો મનાઇ જાય છે. પ્રાયઃ એક ટ્યુટર કે ગાર્ડીઅનને રાજબાળકો સોંપી દેવાનો રિવાજ છે. અને એડમીનીસ્ટ્રેટરો માત્ર રાજ્ય વ્યવસ્થા ઉપર જ ધ્યાન રાખે છે. સારે નસીબે ટ્યુટરની પસંદગી જો સારી થઇ ગઇ હોય છે, તો બાળ ઉછેર સંતોષકારક થાય. પણ પસંદગીમાં જો ભૂલ થઇ ગઇ હોય તો પરિણામ સુખરૂપ આવતું નથી. આ વિચારની સત્યતા તપાસવી હોય તો હીંદમાંના ભૂતકાળના સગીર રાજ્યવહીવટનો ઇતિહાસ જોવાથી ખાત્રી થશે.

સાંભળવામાં આવ્યું છે કે સર પ્રભાશંકરની નીમણૂક, ભાવનગરના રાજ્યવહીવટના કરતાં, મર્હુમ મહારાજાનાં બાળકોનો વિચાર કરીને સરકારે ખાસ ઇરાદા પૂર્વક કરી હતી.

## ઉછેરની જવાબદારી.

મહારાજા કૃષ્ણકુમારસિંહજીના પિતાની કેલવણી અને ઉછેરમાં સર પ્રભાશંકરનો હાથ હતો. મર્હુમ મહારાજાની રાજ્ય કારકીર્દિમાં સર પ્રભાશંકર સંગી હતા. અને તેને પરિણામે મહારાજા ભાવસિંહજીના વર્તન અને કારકીર્દિને જે સુયશ હતો તેને પરિણામે, એમનાં બાળકોની સંભાળ ભાવનગરના સુનસીબે સર પ્રભાશંકરના હાથમાં આવી એમ લોકો માને છે.

આવી નાની ઉમરનાં બાળકોનો ઉછેર, એ જેવી તેવી જવાબદારી ન હતી. બીજાં રાજ્યોના એવા ઉછેરની સાથે અહીંના–ભાવનગરના–ઉછેરના પરિણામને તપાસીએ તો સ્પષ્ટ દેખાઇ આવે એવું છે કે એ સંભાળમાં, સંભાળનારનું કેવું હદય

હતું ? કેવી ચિંતાપૂર્વક કાળજી હતી ? અને કેવો સેવાભાવ હતો !

## કેળવણી માટે ગોઠવણ.

ના૦ મહારાજાની કેળવણી માટે અંગ્રેજ ટ્યુટરની નીમણોક કરવામાં આવી હતી. અને કેળવણીની અનુકુલતા માટે એ નીમણુકોમાં બે ત્રણ વખત ફેરફાર કરવાની આવશ્યકતા લાગી હતી. તેમ ઇંગ્લેંડની કેળવણીના ફાયદાઓ સુંદરમાં સુંદર મળે તે સાથે નરેશમા હીંદનું હૃદય રહે, કુલપરંપરાના ધર્મ ઉપર આસ્થા રહે, નાનપણથી જ પ્રજા ઉપર પ્રેમ રહે અને હીંદના સંબંધોને વિસરાય નહીં તેવી ગોઠવણ ફતેહમંદ થાય એટલા માટે, ઇંગ્લેંડમાં અને હીંદમાં કેળવાયેલ તથા સુનિષ્ટ એક, હીંદી ટ્યુટરની પણ સાથે સાથે નીમણોક કરવામા આવી હતી. આ ગોઠવણનું પરિણામ નામદાર મહારાજામાં હાલ સ્પષ્ટ પ્રતીત થાય છે. અને એ જ એ ગોઠવણની સાર્થકતાની સાબીતી છે.

ભાવનગરમાં થયેલો આ પ્રબંધ બીજા બાળ નરેશોને કામ લાગે એવો દાખલા રૂપ છે.

અંગ્રેજ ટ્યુટર કર્નલ હેન્સન હતા અને હીંદી ટ્યુટર મી. અનંતરાય પટ્ટણી એમ. એ. હતા.

## તેર વર્ષની ઉમર સુધી કેળવણી પ્રબંધ.

સાડા સાત વર્ષની ઉમરમાં જ મહારાજા સાહેબને અભ્યાસ માટે વિલાયત લઇ જવામાં આવે છે, એવા ભણકારાથી રૈયત જરા ભડકી ઉઠી હતી, એમ તે વખતની પ્રજા પ્રતિનિધિ સભામાં લોકોના ઉદ્‌ગારોથી જણાય છે. તેર વર્ષની ઉમર સુધી એવું કંઇ બન્યું ન હતું એથી યા તો એ વાત ખોટી હતી કે યા તો સર પ્રભાશંકરે એ વાત અટકાવી હતી, એમ પ્રજા અનુમાન કરે છે. બાળ નરેશની કેળવણીનો આ પ્રસંગ લોક

પ્રસિદ્ધિ માટે હસ્તગત થઇ શકે તો બાળ કેલવણીના ઘણા ગુંચવાડાનું નિરાકરણ થઇ શકે એવુ છે એમ સોકો માને છે.

તેર વર્ષની ઉમર સુધી ના મહારાજાનો અભ્યાસ આ દેશમા જ થયો હતો. પ્રથમ દોઢેક વર્ષ ભાવનગરમા અને પછી ના બે અઢી વર્ષ રાજકોટ, રાજકુમાર કૉલેજમા વચમા વચમા રજાઓમા નીલગીરી, આબુ વગેરે શીતલ ટેકરીઓ ઉપર નિવાસ થતો ત્યા પણ અંગ્રેજ અને હીંદી ટયુટરો તે નામદારનો અભ્યાસ ચાલુ રાખતા

વિલાયતમાં કેલવણીનો પ્રબંધ.

તેર વર્ષની ઉમર પછી નામદાર મુંબઇ સરકાર સાથેની ગોઠવણથી ત્રણ વર્ષ માટે તે નામદારને વિલાયત જવાનું ઠર્યું ત્યા હેરોની સ્કૂલના અભ્યાસની તૈયારી માટે રેવરંડ બ્યાવર્સની સ્કૂલમા તેઓ રહ્યા હતા અને લગભગ પાછલું દોઢ વર્ષ હેરોમાં દાખલ થયા હતા આ વખતે પણ અંગ્રેજ અને હીંદી ટયુટરો સાથે હતા અર્થાત્ ઇગ્લૅંડમાં પણ હીંદનું ભાન રહે એવી ગોઠવણ હતી

રાજ્ય વહીવટનું શિક્ષણ.

ઇગ્લૅંડમા ત્રણ વર્ષ પૂરા થયા અને મહારાજાની ઉમર ૧૬ વર્ષની થઇ એટલે ત્રણે બધુ કુમારો પાછા હીંદુસ્તાનમા આવ્યા ત્યાર પછીના ત્રણ વર્ષ રાજ્યનું કામ શિખવા માટે કૌંસીલના ચારે મેંબરોની સાથે ગોઠવણ કરવામાં આવી હતી. તથા સાથે સાથે સામળદાસ કૅાલેજમાં અંગ્રેજી અને ઇતિહાસના વર્ગોમાં હાજરી અપાતી હતી. આ ગોઠવણથી માલમ પડશે કે ભાવનગરની કૌંસીલ ઑફ એડમીનીસ્ટ્રેશનના પ્રેસીડેન્ટ સર પ્રભાશંકરે રાજ્યવ્યવસ્થા ઉપર પુષ્કળ ધ્યાન આપવા છતાં–રાજ્યવ્યવસ્થા કરતાં, નરેશ ઉછેરને વધારે અગત્યની જવાબદારી માની હતી

## મહારાજાની સગાઇ.

નામદાર મહારાજા સાહેબને ૧૯ વર્ષ લગભગ પૂરાં થવા આવ્યાં ત્યારે એમની સગાઇ અને વિવાહના પ્રસંગો આવ્યા. મહારાજાએ પોતાનાં સહચારિણીની પસંદગી જાતે કરી છે. આ લગ્ન ગોંડલના નામદાર મહારાજા સાહેબના યુવરાજશ્રી ભોજરાજજીનાં કુંવરીશ્રી વિજયાબા સાહેબ સાથે થયાં છે. યુવરાજ સાહેબ અને યુવરાણી સાહેબ સુશીલ અને સુશિક્ષિત દંપતિ છે. તેમ તેમનાં બધાં બાળકો એવાં સારી રીતે ઉછરેલાં છે કે આ જોડાણમાં ગૃહસુખ અને રાજ્યસુખની સંપ્રાપ્તિની સીધી આશા રાખી શકાય એવું છે.

## 'સગાં શોધવાં તો સારાં શોધવાં.'

નામદાર મહારાજા સાહેબના પિતાશ્રીનાં માતુશ્રી મહારાજા તખ્તસિંહજીનાં પહેલા દરજ્જાનાં સ્ત્રી હતાં. એટલે ગોંડલ રાજ્ય સાથેનો ભાવનગરનો આવો સંબંધ તો આશરે-લગભગ ૬૦ વર્ષ પહેલાં બંધાયો હતો, જે આજે આટલે વર્ષે પાછો સુદૃઢ થયો છે. રાજ્યોનું આવું સ્નેહ સંબંધનું મીલન એ પરસ્પરના રાજકીય લાભ માટે પણ છે. અને તેથી જ દેશી કહેવત ગવાઇ લાગે છે, કે "સગાં શોધવાં તો સારાં શોધવાં."

### વિલાયતની બીજી મુસાફરી.

ગયા વર્ષના ઑગસ્ટ માસમાં આ સગપણ થયું. ત્યાર પછી ચાર અઠવાડીએ ના. મહારાજા સાહેબ વિલાયત પધાર્યા. સર પ્રભાશંકર પટ્ટણીની નીમણોક રાજસ્થાનોના એક પ્રતિનિધિ તરીકે રાઉન્ડ ટેબલ કોન્ફરંસમાં થઇ. અને એમની સાથે જવામાં પોતાના રાજ્યના રાજ્યવહીવટના અભ્યાસની સાથે સાથે આખા હીંદના રાજ્યબંધારણ અને શહેનશાહતના બંધારણનો પણ અભ્યાસ થઇ જાય એ મકસદ આ મુસાફરીમાં હતી. અને સરકારે એ ગોઠવણને વધાવી લીધી હતી. વિલાયતમાં ગયા પછી વખતો વખત રાઉન્ડટેબલ કોન્ફરંસમાં હાજરી આપીને હોટેલ નિવાસમાં ત્યાંના નિષ્ણાત રાજકીય પુરૂષોની સાથે થતી વાતોમાં તથા હીંદના જે પુરૂષો ત્યાં ચર્ચા માટે આવતા તેમની વાતોમાં ઘણું શીખવાનું મળ્યું. ચાર પાંચ મહીનાનો આ વિદેશ પ્રવાસ બહુ ફળદાયક નીવડયો છે એમ દેખાય છે.

### રાજ્યાભિષેક માટે લોકોની ઇચ્છા.

આ વર્ષના ફેબ્રુઆરીના પહેલા અઠવાડીયાની આખરે નામદાર મહારાજા હીંદમાં પાછા પધાર્યા અને એપ્રિલની તા. ૨૨ મીએ લગ્નનો દિવસ મુકરર થયેલો હોવાથી તેની તૈયારીઓ થવા લાગી. ઉમર લગભગ ૧૯ વર્ષની થઇ હતી, એટલે કુદરતી રીતે એમનો રાજ્યાભિષેક પણ સાથે સાથે થઇ જાય એવી લોકોની સ્વાભાવિક ઇચ્છા હોય. અને તે પ્રમાણે એ ઇચ્છા જાહેરમાં પણ પ્રદર્શિત થઇ હતી. તેમ તેની થોડી ચર્ચા આ વર્ષની રાજ્યની પ્રજા પ્રતિનિધિ સભામાં પણ થઇ હતી; જે વખતનું કૌંસીલના નામદાર પ્રેસીડેન્ટ સાહેબનું ભાષણ મનન કરવા લાયક લાગશે. એ ભાષણનો થોડો ભાગ અમે આ નીચે આપીએ છીએ.

## મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજીનો રાજ્યાભિષેક અને લગ્ન

"તમારી એમ ઇચ્છા છે કે ના૦ મહારાજા સાહેબના લગ્નની સાથે ગાદીનશીનની ક્રિયા થઈ જવી જોઈએ. મને થાય છે કે આ બાબતમાં હું મુંગો રહું તો ઠીક. પણ તેમાં હું જોખમ લઈ બેસું છું તેનું મને ભાન છે. માટે જે વિચારપૂર્વક શબ્દોમાં કહી શકાય એટલુંજ કહીશ. તમારી આ ઇચ્છા આદરણીય છે. દરેક પ્રજાજનની પણ હોય એ સ્વાભાવિક છે. પણ તમે આ સવાલથી મને કફોડી સ્થિતિમાં મૂક્યો છે. વધારે તો એટલા માટે કે તે નામદારની યોગ્યતા માટે અમારા ચારે મેમ્બરોમાં શક નથી. વળી તમે જે કારણો બતાવ્યાં છે, તે માટે તમારા કરતાં હું ઓછો રાજી થાઉં એમ ન બને. મારી અંતિમ ઈચ્છા આજ હતી. પરંતુ મેં આ બાબતમાં મહેનત નથી કરી એમ નથી. પરંતુ બીજા ઉપર દોષ મૂકવાનો મારો સ્વભાવ નથી. એટલે ગાદીની બાબતમાં મારી વધારે કહેવાની ઈચ્છા નથી. અને જો મારા ઉપર તમને વિશ્વાસ હોય તો એ બાબતમાં વધારે કાંઇ કહેશો નહીં.

પરંતુ જો બીજાનો દોષ ન બતાવવો હોય તો મારે રાજ્ય કરવું છે એમ કહેવું પડે. પણ તે છ મહિનાના અધિકાર સારૂ જેને માટે લોહી રેડીને તમે જુઓ છો તેવા બનાવ્યા છે, એમને માટે હોય એમ તમને લાગે છે ? બાર વર્ષનો મારો ઈતિહાસ અને કાગળો કોઇ તપાસે તો તેને લાગે કે આ માણસ શી રીતે રહીજ શક્યો ! હૈદ્રાબાદ જેવું મોટું રાજ્ય હોય અને 'અહીં' બન્યું એવું બને તો એક મિનિટ પણ ન રહું. લોર્ડ સીંહા જેવો દોઢવર્ષમાં કાયર થઈ ગયો તો. એ ખરૂં છે કે હું સત્તામાં છું પણ સુખમાં તો એક પણ રાત્રી સુતો નથી. પણ મને ભાવનગરના રાજ્યે અને ભાવસિંહજીનાં બાળકોએ ટકાવી રાખ્યો છે. મારાથી બન્યું તેટલું કર્યું—બની શક્યું હશે એટલું કર્યું હશે પરંતુ જ્યારે મારા હાથ પગ ઢીલા પડયા હશે ત્યારેજ પછી રહ્યો હોઈશ. પણ મારા નસીબે ઈનામજ નથી. એક માણસ જેટલું કરી શકે એટલું મેં કર્યું છે પણ એ મારી સત્તાની બહારની વાત છે. બસ, આથી વિશેષ ખુલાસો તમે મારી પાસે નહીં માગો.

મહારાજ તો એવા છે કે એને સહન કરવું પડે છે, એવું પણ એમને લાગે એવા નથી; આ મારી કમનસીબી છે. આવા સરલ સ્વભાવ વાળા નરેશને તો મારી ઈચ્છા માટે નહીં, એમની યોગ્યતા માટે નહીં તો એમના સરલ સ્વભાવ માટે તો જરૂર રાજ્ય સોંપી દેવું જોઈએ. પણ અત્યારે એ બની શકતું નથી. પ્રજાએ તે માટે બહુ લાગણી ન રાખવી. મને રહેશે એટલુ બસ છે. પણ આ એક એવા રાજા છે કે એમના બાપદાદાઓ સરકારનો સબંધ જે કરી ગયા છે, તે હિતનો સબંધ છે એમ ધારી એ સબંધ સાચવી રાખવા માગે છે. એમની નસીબદારી અને મારી બદનસીબી, એ મારા દુ:ખનું કારણ થઈ પડી છે. એટલે હવે આ બાબતમાં તમારે મારા ઉપર ધોખો કરવો હોય તે કરશો."

ઉપલા ભાષણ પછી અને છ અઠવાડીયાની અંદર ના૦ મહારાજા સાહેબને ગાદીનશીન થવા બાબતનો સરકારી સંદેશો આવી પહોંચ્યો હતો. એ ઉપરથી સમજી શકાય છે કે એ સંદેશાની પાછળ શું ઇતિહાસ હશે.

## નરેંદ્ર મંડળની બેઠકમાં હાજરી.

ત્યાર પછી નામદાર મહારાજા સાહેબ પહેલ વહેલા જ દિલ્હીમાં ભરાતી નરેંદ્ર મંડળની બેઠકમાં માર્ચ માસમાં પધાર્યા હતા. ત્યાં નામદાર વાઇસરોયની સાથે મળવાનો પ્રસંગ તે નામદારને આવ્યો હતો. અને નરેન્દ્ર મંડળની બેઠકમાં ચર્ચાતી બધી બાબતોની સાથે ફેડરેશન ઉપરના બીજા રાજા સાહેબોના વિચારો જાણવાનો લાભ તે નામદારને મળ્યો હતો. લગ્નને માત્ર બાવીસજ દિવસની વાર હતી, ત્યાં લગ્નની સાથેજ ગાદીનશીનની ક્રિયા થઇ જવાની સંમતિ નામદાર વાઇસરોય તરફથી આવી પહોંચી અને ૧૮મી એપ્રિલે એ શુભક્રિયા ઉજવી હતી. *

---

* રાજ્યાભિષેકના ઠરાવ માટે જુઓ પરિશિષ્ટ.

## રાજ્યાભિષેકનાં તારથી આમંત્રણો.

લગ્નને માટેનાં આમંત્રણો મિત્ર નરેશોને, દરબાર સાહેબોને અને બીજા હોદ્દેદારો તેમજ અંગ્રેજ સ્નેહીઓને મોકલવામાં આવ્યાં હતાં. પણ રાજ્યાભિષેકની ક્રિયા માટે ટપાલદ્વારા એવાં આમંત્રણો મોકલવાને વખત ન રહેવાથી તારથી તે આમંત્રણો મોકલવામાં આવ્યાં હતાં. આપણે એ તાર નીચે ટાંકીએ.

Government have been pleased to His Highness' investiture during marriage festivities for which latter invitations have already been issued. Stop. The investiture is fixed for morning of eighteenth instant. This makes for double rejoicing to all friends and well-wishers and His Highness hopes that Your Highness will grace these occasions by your presence. I shall be grateful for early intimation of date of Your Highness' arrival.

*President Council.*

## ના. વાઇસરોય ન આવી શક્યા.

ના. વાઇસરોય સાહેબના હાથે રાજ્યાભિષેક થાય એવી ઇચ્છા સહજ હતી. પરંતુ જે તારીખ રાજ્યાભિષેક માટે ઠરી હતી, તે જ તારીખે નામદાર લૉર્ડ ઇરવીનની વિલાયતની વિદાયગીરી હતી. અને નવા વાઇસરોય લૉર્ડ વીલીંગ્ડનનો હિંદુસ્તાનમાં ઉતરવાનો દિવસ હતો. મુંબઇમાં તેનો મોટો જલસો હતો; એટલે એ તારીખે બેમાંથી એક પણ વાઇસરોય સાહેબ એ ક્રિયા અર્થે ભાવનગરમાં આવી શકે એવું હતું નહીં.

## રાજ્યાભિષેક

**રાજ્યાભિષેકનો દરબાર.**

તા. ૧૮ મી એપ્રિલે સ્ટેટ તરફથી રાજ્યાભિષેકનો દરબાર ભરવામાં આવ્યો જે વખતે વેસ્ટર્ન ઇંડીયા સ્ટેટ્સ એજન્સિના એજંટ ટુ ધી ગવર્નર જનરલ ઓન. મી. ઈ. એચ. કીલીએ વાઇસરોય તરફનો ખરીતો પેશ કર્યો.

### ખરીતો.

"My esteemed friend—I have watched with close attention the later stages of Your Highness' education and training since my arrival in India, and it has given me great pleasure to accept the recommendation of my Agent in the States of Western India that Your Highness should now be invested with full ruling powers in your State. Your Highness is fortunate in succeeding to an inheritance, of which the administration has been wisely conducted and the resources prudently husbanded by the Council of Administration under the able guidance of Sir Prabhashanker Pattani. These circumstances give to Your Highness a rare opportunity to develop your State and to improve the condition of your subjects, of which I am confident that yon will take-full advantage."

"Your Highness is also privileged to enter upon high responsibilities at a moment when grave issues, involving the welfare not only of your State but also of your country, are at stake I have no doubt that Your Highness will play a worthy part in the solution of these problems, and you can count upon the friendship and support of my successor in any difficulties which may beset you It would have given me great pleasure to invest Your Highness myself had my other duties permitted me to do so, and I shall continue after my departure from India to watch with unfailing interest your Highness' career I take the opportunity to convey to Your Highness my earnest wish for your long life and happiness"

ઉપરાત પોતા તરફથી નામદાર મહારાજા સાહેબને મુબારકબાદી આપતા ભાવનગર રાજ્યના સગીર રાજ્ય વહીવટનો હુકમ અહેવાલ કહી સંભળાવ્યો અને નામદાર મહારાજા સાહેબની યોગ્યતા વિષે પણ તેઓ બોલ્યા એજટ ટુ ધી ગવર્નર સાહેબનુ આખુ ભાષણ અમે આ નીચે આપીએ છીએ

*Investiture Speech of the Hon'ble Mr. E H Kealy, C I. E, I. C S, Agent to the Governor-General, on 18th April 1931*

Your Highness,

It was a great pleasure to me to announce just now, through the means of His Excellency the Viceroy's Kharita, the termination of your minority, and your investiture with the full powers of a Ruling Prince

Nearly 12 years have passed since Your Highness succeeded your father, the late Maharaja Bhavsinghji During that time you have had a varied education, and training You spent 2 years at the Rajkot Rajkumar College, 1½ years at a Preparatory School in England followed by 1½ years at Harrow Since your return to India in June, 1928, you have attended lectures on English, History and Politics at the Samaldas College in Bhavnagar, received regular lessons in administration from the Members of Council, carried out 2 extensive tours in various parts of India, besides touring in your State, finally you visited England

again last year, where you had the educative privilege of attending some of the Round Table Conference meetings, you returned from there last January

Through all these twelve years your State has been skilfully and carefully administered by a well chosen Council of experienced officers, both English and Indian, under the Presidentship of that wise Nestor of Counsellors, Sir Prabhashanker Pattani, who has spent so many years of his life in loyal service to your State

Occasions like this always demand an account from the Minority Administration of its doings, and I must now proceed to give a summary of it.

I will not do more than briefly recount what I consider are the most important features of the long Administration.

Prolonged and successful efforts have been made to reduce the indebtedness of agriculturists, and, in order to help towards this, nearly 31 lakhs of arrears of revenue have been remitted, and the balance of 27 lakhs has recently been also remitted at Your Higeness' express desire. The Bhav-

nagar farmer thus starts free of debt to the Darbar

Measures have also been taken with success to tackle the question of agriculturists, private debts and an Act has been passed protecting them from the usurious practices of merchants

The Council have continued the late Maharaja's scheme for accumulating a fund, the interest on which is to be used for assisting needy agriculturists. The fund has now reached nearly 24 lakhs Suitable legislation has been enacted for establishing and developing Village Panchayats

A survey and settlement revision has been undertaken and nearly completed. A special department has been established for investigating the possibilities of developing irrigation.

The Bhavnagar State Forces have been brought to a high standard of efficiency, and the police force has been completely reorganised, its pay raised, and new police lines built throughout the State. As a result Your Highness should have a thoroughly contented force to help in maintaining law and order.

The activities of the Public Works Department may be guaged from the fact that over a crore of rupees has bee spent by it

Considerable improvements in the port of Bhavnagar have been effected and the trade of the port, both export and import, has increased by several lakhs a year The Railway budget has been separated from the State budget proper, and 135 miles of new railways have been built

Improved and extended medical facilities have been provided throughout the State and the medical budget has doubled itself. Bhavnagar has always been well to the front in education and the Minority Administration has pushed it still further forward 3 High Schools, 3 Middle Schools, 95 Primary Schools and 5 aided ones have been added, and the Council recently adopted a plan by which a lakh a year is to be spent on school buildings The education of cultivators children has been made free in the college as well as in the schools and scholarships have been founded for them Physical training has been made compulsory in all Primary Schools and medical inspec-

tion of students has been introduced Boy Scouts have been started and are rapidly spreading.

Further steps have been taken to develop the sense of civic responsibility among the citizens of Your Highness' Capital by extending the right of Self-Goverment in the Bhavnagar City Municipality, which now has, among other privileges, adult suffrage, and the right of electing its own President

Finally, when your father, the late Maharaja Saheb died, the combined cash balance and investments of the State amounted to only a little over 7 seven lakhs But at the end of the current financial year it is estimated if the Budget is adhered to and there are no unforeseen disasters, the total balance in cash and investments will be about one crore fifty four lakhs, which does not include the sum of nearly twenty four lakhs to the credit of the Cultivators' Ameliorations Fund to which I have referred above

This is no mean record, and I feel sure that, when Your Highness has had time to

amenities of that picturesque hill top, not to metion the many files and problems that await decision on his office table

My task has this additional disadvantage When many of my illustrious friends and well-wishers are gathered here, how shall I single out names for a special tribute of my reverent and grateful homage? I must mention every one of Your Highnesses, if I can do that without tiring out of Your patience and giving a wide scope to my words, and Your Highnesses know that I am a man of a few words

I am in a very fortunate position to day The Ruling family of Gondal is related to that of Bhavnagar His Highness the Maharajasaheb is the grandson of my aunt of revered memory By accepting the hand of my daughter His Highness has revived that relationship, and has bound, much closer than before, the ties that have linked Bhavnagar and Gondal in the past I am certain that had His last Highness the Maharaja Shri Bhavsinghji Saheb been alive to-day, none would have been more delighted than

*His Highness at this fresh matrimonial alli-*ance between our respective Houses. Mine would be looked upon as rather a desperate attempt, if I may say so; to strive for this alliance, was for me almost a forlorn hope, but that it has succeeded is due to my distinguished friend, the great Statesman and minister of our day—Sir Prabhashanker Pattani, whose kind sympathies and able support, I was privileged to enlist from the beginning. My debt of gratitude to him is more than I can express today.

The head of our Jadeja clan—His Highness the Maharaja Jamsaheb is present here, to bless this alliance between a daughter of of His House and the Ruling Head of the Gohels of Kathiawar. Nothing can be more appropriate and heartening than this. I was at a loss at the magnitude of my task and my helplessess in many ways.

I turned to His Highness and I have not turned in vain. Ever generous, ever noble, ever the friend of those in need, His Highness lent not merely many things from His State for the functions here, but the price-

less honour of His presence, and under the shelter of this presence I stand covered and protected by a great Murabi, the head of our clan and our natural support The difficulties of my duties as a host have diappeared under the magic of this presence and for this I am more than grateful to him

I said before that singling out names for me an impossible process My gratitude to their Highnesses the Ruling Princes and Chiefs is equally great and profound. Their Highnesses of Dhrangadra and Vankaner, famous as the most brilliant members of our order, sagacious noble and full of wisdom who have raised the prestige of their States their Highnesses of Porbander, Panna & Baria doubly deserving of consideration and respect as belonging to the Jan party, all of them, great leaders of their clans and wellknown for their beneficiet rule and great statesmanship- they have all been equally kind to me and if I leave out His Highness of Palitana it is because he will *resent my reference to the great assistance* which he has rendered as a son in law and a dear relative His Highness of Morvi

revered by me as a leading Jadeja Prince and as a warm hearted and generous well wisher of mine, and His Highness of Rajkot whose accession to power is just celebrated and who enters on his career with universal good wishes of his friends of whom I could myself as one. I offer them, one and all, and to all the other guests who have done me great honour by attending the ceremony at my request, my heartiest welcome and warmest thanks.

Ladies and Gentlemen, I now ask you to drink to the health of my distinguished guests.

### ઓન. મી. ફીલીનો ભાવ

ભાવનગરનાં ભાષણોમાં તેમજ રાજકોટ*નાં ભાષણોમાં, મે. ફીલી સાહેબનો ભાવ, સ્નેહ તથા કદર, ભાવનગર અને તેની સઘળી વસ્તુઓ માટે કેવાં છે, તે દેખાઇ આવતું હતું.

### આતશબાજી અને વિદાયગીરી

ખાણા પછી આતશબાજી ફોડવામાં આવી હતી. જેને અંતે રાત્રીના લગભગ ૧૨ વાગે વરરાજા, મહારાણી અને જાનમાં આવેલા રાજા સાહેબોની સાથે સ્પેસ્યલ ટ્રેઇનમાં રવાના થયા.×

બીજે દિવસે એટલે તા૦ ૨૪ મી એ સવારમાં ભાવનગર સ્ટેશને એમના સ્વાગતની તૈયારીઓ હતી.

---

* રાજકોટ ખાતેના ભાષણ માટે જુઓ પરિશિષ્ટ

× લગ્નના વિશેષવર્ણન માટે જુઓ પરિશિષ્ટ.

### લોકોનો અનોખો ઉત્સાહ

કુવારા ગયેલા નરેશને પરણીને આવેલા જોતાં લોકોને જે ઉત્સાહ થાય છે, તે કોઇ અનોખો છે. તેમાં વળી ભાવનગરની પ્રજાનાં અંતઃકરણને જીતનારા મહારાજા પરણીને આવે ત્યારે લોકોના આનંદની શી વાત કરવી? રાજ્યાભિષેક અને લગ્ન પ્રસંગમાં ભાવનગરમાં ઘણાં દસ્યો જોવા લાયક હતાં. એ બધામાં આ દસ્ય ટોચ ઉપર આવે એવું હતું. રાજ્યાભિષેકનો દેખાવ સ્મરણમાં રહી જાય એવો હતો અને પરણીને શહેરમાં પેસવાનો આ દેખાવ હૃદયમાં રહી જાય એવો હતો.

### પોરબંદરના નાo મહારાજા

લગભગ આઠ દસ દિવસ સર્વેને માટે બહુ વ્યવસાયના હતા. એટલે બધાના ઉપર થાકની અસર જણાતી હતી. પણ, આનંદ, થાકને વીસરાવી દેતો હતો. નામદાર મહારાજાની સ્વારી ભાવનગર આવ્યા પછી બે દિવસે, પોરબંદરના નામદાર મહારાજા સાહેબે પોતાને સ્થાન જવાની વિદાયગીરી માગી. પોરબંદરના મહારાજા, સ્વભાવ અને નિખાલસતામાં મહારાજા કૃષ્ણકુમાર સિંહજીની હરીફાઇ કરે એવા છે. અને તેથી એ બન્નેને બહુ સ્નેહ છે. મગપણ અને અગત સ્નેહ, એ બેનું જ્યારે મીલન થાય છે, ત્યારે રાજાઓમાં ખાસ શોભે છે. આ બન્ને નરેશ સાથે હોય ત્યારે તેમની સાદાઇ અને તેમનો હૃદયસ્નેહ જોવા જેવો છે.

## ના૦ મહારાજા, ભાઇઓ અને સંબંધીવર્ગ

### પન્નાના ના૦ મહારાજા

ત્યાર પછી ચાર પાંચ દિવસે સંબંધી વર્ગ પન્ના નરેશ અને તેમનાં મહારાણી સાહેબ તથા બાળકોની વિદાયગીરી થઇ હતી. પન્ના નરેશ, ભાવનગર નરેશના બનેવી થાય છે. કમનસીબે બ્હેન, ત્રણેક વર્ષ ઉપર ક્ષયની બીમારીથી સ્વર્ગવાસ થયાં, પણ સગપણ સ્નેહ હજી એવોને એવો છે. પન્ના મહારાજાનાં બધાં બાળકો સાથે હતાં. અને તેમનાં મોટાં કુંવરી સાહેબનું લગ્ન થોડા જ દિવસ પછી ત્રિપુરાના નામદાર મહારાજા સાહેબ સાથે થવાનું હતું; તેને વિલંબ હોત તો એ બધાં ભાણેજડાં ભાવનગર, થોડો વધારે વખત રહ્યાં હોત.

### ના૦ મહારાજાનો સ્વભાવ અને ભાવના

રાજ્યાભિષેક અને લગ્નની ક્રિયાનો ટુંકો અહેવાલ આપવાનો જ આમાં પ્રયત્ન છે. પણ એ બધા પ્રસંગોનું મુખ્ય પાત્ર ના૦ મહારાજા કૃષ્ણકુમારસિંહજી હોઇ, તેમનો સ્વભાવ અને ભાવના, એ વિષે થોડાક શબ્દો જાણવાની લોકોની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. એ ઇચ્છાને પૂર્ણાંશે સંતોષી શકાય એવું તો નથી, છતાં પ્રયત્ન કરીએ.

મહારાજા તખ્તસિંહજીના જેવું કદ અને એમના જેવો ઉદાર સ્વભાવ, આજથી જ આ બાળ નરેશમાં પ્રતીત થાય છે, એમ લોકો કહે છે. સાથે સાથે મહારાજા ભાવસિંહજીની સદ્‌ગુણવૃત્તિ, એમનું મક્કમપણું, એમના જેટલી અથવા એથી પણ વધારે લોક તરફની પ્રીતિ, મનની શાંતતા, મગજની ઉમતા ઉપર કાબૂ, લોકોના વિશ્વાસ ઉપર રાજ્યની સલામતી છે એવો આજથી જ ભાવ, જુવાન છતાં સારૂં સાંભળવાનો કે જાણવાનો અને તેને ગ્રહણ કરવાનો આગ્રહ, રાજ્ય બહુ જ

સારી રીતે ચાલે અને સુવ્યવસ્થિત રીતે પ્રગતિ કરે એવી ઈચ્છાની સાથે સાથે, અધિકારનો કોરડો વાપરવાની અનિચ્છા, સ્નેહ સંબંધ નીભાવવાનું મન, મુરબ્બીઓ તરફની માનવૃત્તિ, સેવકો તરફ દયા દૃષ્ટિ અને પ્રજા ઉપરનો વિશિષ્ટ પ્રેમ, ઉડાઉ-પણા તરફ ઉદાસીન વૃત્તિ, મિત્રાઇ અને સ્નેહ નીભાવવાનું વલણ, સેવાની પરીક્ષા, માણસની પરીક્ષામાં પિતાના જેવી સૂક્ષ્મ બુદ્ધિ, પ્રયત્નશીલ વૃત્તિ છતા ઉતાવળનો અભાવ, અને રાજ્યની સુવ્યવસ્થા રાખવાની ઉત્કંઠાની સાથે બહારની વિખ્યાતિ મેળવવાના લોભનો અભાવ એ, એમના સ્વભાવમાં પ્રતીત થયા વગર રહેતાં નથી. એ બધાં બીજોમાંથી કાળ જતાં અને અનુભવ થતાં સુંદર ફળ આપે એવાં વૃક્ષો થવાની લોકો જરૂર આશા રાખે છે. ઘણાંની આશા મનુષ્યને મહ્‌-વર્તનમાં જોડી રાખે એ ઇશ્વરી ન્યાય છે. ભાવનગરની પ્રજા નસીબવાન છે.

ભાઇઓ.

મહારાજાને અને બન્ને ભાઇઓને ભાગ્યે જ કોઈ રાજ-કુટુંબમાં હોય એવા એકત્ર ભાવનો સ્નેહ સંબંધ છે. મોટાભાઇ, પિતાની માફક નાનાભાઇઓની સંભાળ રાખે છે. નાનાભાઇઓ, મુરબ્બી ભાવથી મોટાભાઇને વળગી રહે છે. રાજમહેલમાં, આ કૌટુંબિક દેખાવ આનંદ આપે એવો છે. નાનાભાઈ નિર્મળ-કુમારસિંહજીને લશ્કરી તાલીમ આપી તૈયાર કરવાનો વિચાર સંભળાય છે. અને સૌથી નાના કુમારશ્રી ધર્મકુમારસિંહજીને બરાબર કેળવીને રાજકીય કામ માટે તૈયાર કરવાની ઉમેદ છે. એ વિચારથી એમને વિલાયતમાં હેરોની નિશાળમાં દાખલ કરવામાં આવ્યા હતા. તેઓ વિવાહ પ્રસંગે અહીં પધાર્યા છે.

અને એમની તબીયત નબળી હોવાને લીધે હાલમાં વિલાયત જવાનું મોકુફ રહ્યું છે કૉલેજની કેળવણી માટે જવું હોય તો વિલાયતમાં જઈ શકે એટલે સુધીની કેળવણી હીંદુસ્તાનમાં આપવામાં આવે એવો પ્રબંધ થવાનું સંભળાય છે

યુવરાજશ્રી અને એમનું કુટુંબ.

નામદાર ગોંડલ યુવરાજ અને એમના કુટુંબથી જેઓ પરિચિત છે, તેઓ સમજે છે કે એ કુટુંબનું બાળક એટલે શું ? યુવરાણી સાહેબ રાજકુંવરબાની કેળવણી એટલે શું ? એમની બાળકો પ્રત્યેની માયા અને એમની કેળવણી એટલે શું ? એ સહજ સમજી શકાશે એમની બધી કુંવરીઓ એમના પ્રતિબિંબ જેવી લાગે છે સ્થિતિએ નરેશકુટુંબ અને સ્વભાવે ગૃહસ્થ કુટુંબના બાળકમાં ઉછેરનું જે સુખરૂપ મિશ્રણ હોઈ શકે તે, જેમ એમના બધા બાળકોમાં છે, તેમ નામદાર મહારાણી સાહેબમાં પણ છે, એમ એમને મળવાનો પ્રસંગ પડે સૌ કહે છે. જે રાજ્ય અને પ્રજાનું સારૂં નસીબ લખાયેલું છે, તેને બધા યોગો પણ એવાજ સુંદર મળે છે, એમ પ્રભુ-ન્યાય લાગે છે કીર્તિવંત વંશ, સુંદર પ્રકૃતિ મંડળ, ભક્ત પ્રજા, તર તીજોરી અને સરકાર તથા બીજા રાજ્યો સાથેનો સ્નેહ સંબંધ, એ બધા ભવિષ્યના સારા ચિહ્નોની પરંપરા છે

'દેશીરાજ્ય'



નામદાર મહારાજા સાહેબ, બંધુકુમારો અને અધિકારીમંડળ

## આ પ્રસંગોનું ખર્ચ

નામદાર મર્હુમ મહારાજા ભાવસિંહજીએ પોતાની આખી કારકીર્દિમાં ભાવનગર રાજ્યની નાણાં સંબંધી સ્થિતિ સુધારવામાં ખૂબ જહેમત ઉઠાવી છે. એમનો આગ્રહ પૂર્વકનો એ પ્રયાસ હોત નહીં તો ભાવનગર, જે અત્યારે આર્થિક પ્રગતિને રસ્તે ચડેલું છે, તે આટલે દરજ્જે ચડી શકયું હોત કે કેમ તે સવાલ છે. એમના એ પ્રયત્નમાં એમનું મુખ્ય પ્રકૃતિ મળ્યા એવાજ આગ્રહવાળું મળી ગયું એ પણ એક સુભાગ્ય હતું. તે વખતની નાણાં પ્રકરણી સ્થિતિ ઘણાં વર્ષ ચીંતા કરાવે એવી રહ્યા છતાં, મહારાજા ભાવસિંહજીનાં એકનાં એક પુત્રી કુમારી મનહર કુવરબાનાં શુભ લગ્ન પન્ના મહારાજા સાથે સને ૧૯૧૨ માં થયાં, ત્યારે જે મોટો સમારંભ થયો હતો અને જે ખર્ચ થયું હતું, એ વાત જેઓ જાણે છે તેઓ સહજ સમજી શકે કે અત્યારે જ્યારે તીજોરી લદોલદ ભરી છે, બાળ નરેશ સત્તામાં આવવાનો પ્રસંગ છે, જેના પ્રયાસના ફળરૂપે આર્થિક સ્થિતિ આવી સુંદર છે, તેનેજ હાથે આ શુભ પ્રસંગો ઉજવાય છે; તો પછી મહારાજા ભાવસિંહજીનો દાખલો આ પ્રસંગની ઉજવણીમાં સતત નજર આગળ રહ્યા કરે એ સ્વાભાવિક છે. એ દષ્ટિએ-રાજ્યના મોભાનો વિચાર કરીને અને પ્રસંગના સ્વરૂપનો વિચાર કરીને, પણ ઉડાઉપણુાથી નહીં એ રીતે-આ બન્ને શુભ પ્રસંગોમાં ખર્ચ કરવામાં આવ્યું છે.

### બજેટ

બજેટ ૫ લાખ ૬૮ હજાર રૂપીઆનુ મંજુર થયુ હતું પરંતુ જે જાતની પરોણાગત થઇ છે, વગર બોલાવ્યા પણ પ્રેમઘેલી થઇને આવેલી પ્રજાની ખોરાક વગેરેની જે વ્યવસ્થા થઈ છે, મિત્ર નરેશોએ કૃપા કરી જે હાજરી આપી છે અને બીજા રાજ્યો તથા મિત્રો તરફથી જે ડેપ્યુટેશનો આવ્યા છે, એ સર્વની યોગ્ય એવી સરભરા અને પોશાક વગેરેનો વિચાર કરતા ઉપરનો અદાજ આકડો વધી જાય તો નવાઇ જેવુ નથી ચોકખો આકડો તો રાજ્યના સર્વ ખાતાઓ તરફથી અને ખાસ કરીને રાજ્યખર્ચખાતા તરફથી વિગતવાર કેટલું ખર્ચ થયુ છે એના બીલો તૈયાર થઇ રજુ થશે ત્યારેજ કહી શકાશે પણ " વિવાહ માંડી જુઓ અને ઘર ઉખેળી જુઓ " એ કહેવત સામાન્ય કુટુબમા પણ વપરાય છે, તો રાજ્યમા તે સવિશેષ લાગુ પડે છે, એમ માનવુ જોઇએ.

ઉપરનું બજેટ લગ્નના ખર્ચનું છે, પણ ત્યાર પછી તુરત જ રાજ્યાભિષેક નક્કી થયો, એટલે એના અગનું ખર્ચ એ રકમ ઉપરાત થાય, એ સ્વાભાવિક છે

### લગ્નકમિટી

લગ્નના બધા પ્રસંગો સુવ્યવસ્થિતરીતે સચવાય, જોઇતી સામગ્રી માટે પહેલેથીજ તજવીજ થાય, આમત્રણો યથાયોગ્ય રીતે મોકલી શકાય, એ માટેના ડેપ્યુટેશનો નીમવાની સુગમતા પડે અને કોઇપણ જાતની અવ્યવસ્થા વિના બધુ તત્ર બરાબર ચાલી શકે એટલા માટે રાજ્યે એક લગ્ન સમારભની, ઠરાવ કરી વ્યવસ્થાપક કમિટી નીમી હતી * અને તેમા નીચે પ્રમાણે અધિકારીઓની નિમણૂંક કરી હતી

---

* ઠરાવ માટે જુઓ પરિશિષ્ટ

રા. રા. ભાસ્કરરાવ વિઠ્ઠલરાય મહેતા ચૅરમેન. ચીફ જડજ.
રા. રા. નટવરલાલ માણેકલાલ સુરતી સભ્ય વસુલાતી ખાતાના ઉપરી.
રા. રા. કર્નલ જોરાવરસિંહજી „ ચીફ સેક્રેટરી કૌંસીલ ઓફ એડમીનીસ્ટ્રેશન.
રા. રા. લેફ કૃષ્ણચંદ્ર કાળુભા „ રાજ્યખર્ચ ખાતાના ઉપરી.
રા. રા. જોરાવરસિંહજી કેસરીસિંહજી „ પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ.
રા. રા. જહાગીર મચેરશા રાણીના „ કસ્ટમ કમીશ્નર
રા. રા. દુર્લભજી વાઘજી ગોધારી. „ સ્ટેટ એન્જીનીયર

આ કમિટીએ કામકાજની વહેંચણી માટે બીજી નવ પેટા કમિટીઓની નીમણોક કરી હતી. ×

### કમિટીએ કરેલી ગોઠવણ

ઉપરના અધિકારીઓના નામ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે જે જે ખાતાઓ આ પ્રસગમા મદદ કરી શકે તે તે ખાતાઓના મધળા મુખ્ય અધિકારીઓને એમા નિયત કરવામાં આવ્યા હતા પાછળ પરિશિષ્ટમા એમણે કરેલી વ્યવસ્થાનાં–લગ્ન અને રાજ્યારોહણ બન્ને પ્રસંગના–સૂચિપત્રો, દરેક પ્રસગ માટે કરવી જોઇતી તૈયારીઓની સૂચનાઓ, આમત્રણ મોકલ્યા તેનું લીસ્ટ વગેરે દાખલ કરવામાં આવ્યા છે, તે ઉપરથી આવા પ્રસંગોએ કેવી ગોઠવણ આદર્શરૂપ થઇ પડે તે સ્પષ્ટ દેખાઇ આવે છે.

### પત્રો અને તારની ભાષા

પત્રવ્યવહાર અને તારના સંદેશાઓની વિવેક ભરેલી ભાષા

---

× આ કમિટિઓ સબધી વિશેષ માહિતી માટે જુઓ પરિશિષ્ટ.

આવા બધા પ્રસંગોમાં અનુકરણ કરવા લાયક થઇ પડશે એમ પણ જણાય છે.

**અધિકારીઓ**

રાજ્ય વિષે બોલતાં રાજ્યના જે અમલદારો મહારાજા ભાવસિંહજીના વખતથી આજ સુધી કામ કરતા આવ્યા છે, તથા બાળ રાજ્યવહીવટ વખતે જેઓએ રાજ્ય વહીવટમાં પોતાનો ફાળો આપ્યો છે, તેમના નામોનું એક લીસ્ટ આ લેખમાં સામેલ રહે માટે પાછળ આપવામાં આવ્યું છે. તેમજ બાળરાજ્યવહીવટનો સંક્ષિપ્ત ઇતેખાબ પણ તે સાથે સામેલ છે.×

---

× જુઓ પરિશિષ્ટ

# પરિશિષ્ટો

## (૧) રાજ્યાભિષેકનો ઠરાવઃ—

### ઠરાવ

ખુદાવીંદ નેક નામદાર મહારાજા સાહેબ શ્રીકૃષ્ણકુમાર-સિંહજી સાહેબના લગ્નની સાથોસાથજ તેઓ નામદારને તખ્ત-નશીન થવાનું ઠરેલું છે, તે શુભ સમાચારની ખુશાલીમાં નીચે પ્રમાણેનો પ્રબંધ કરવાનું ઠરાવવામાં આવે છેઃ

૧. તોપોના ૧૫ બહાર કરવા.

૨. આ સંસ્થાનની તમામ ઓફીસો તથા કોર્ટો તથા નિશાળોમાં આજનો દિવસ જાહેર તહેવાર પાળવો અને રજા રાખવી.

૩. તળ ભાવનગરની તમામ શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ તથા બાળાઓને સાકર વહેંચવી.

તા. ૧–૪–૩૧

કૌં. ઓ. ઓ. ના હુકમથી
(સહી) જોરાવરસિંહજી
ચીફ સેક્રેટરી

જાણવા તથા અમલ થવા રવાના સલામ સાથ દરેક ખાતાના મેહરબાન ઉપરીઅધિકારી સાહેબો તથા આજમ અમલદારો તરફ

કૌં. ઓ. ઓ.ના હુકમથી
(સહી) જોરાવરસિંહજી
ચીફ સેક્રેટરી

## (૨) કેમ્પો અને ઉતારાની વ્યવસ્થા.

| અનુક્રમ નંબર | સ્થળ | મીજમાનનું નામ | કેમ્પ ઓફીસરોનાં નામ | કેટલા વાહન |
|---|---|---|---|---|
| ૧ | વિઠ્ઠલવાડી બંગલો નં. ૧ | ના. ખંભાત નવાબ સાહેબ, યુવરાજ કુમાર સાહેબ, માંગરોળ. | મી. કપીલરાય ભૂપતરાય<br>,, હુસેનમીયા કાઝી, વહીવટદાર<br>,, તોગુભા ગઢવી | ૩ ટુરીંગ કાર |
| ૨ | વિઠ્ઠલવાડી બંગલો નં. ૨ | ખંભાત તથા માગરોળનો સ્ટાફ | ,, ,, | |
| ૩ | કેસરબાગ | ના. સરદારગઢ નવાબ સાહેબ | ,, ,,<br>મી. ચીમનલાલ સવાઇલાલ | ૧ ટુરીંગ કાર<br>૧ ઝનાના કાર |
| ૪ | મી. એદલજીનો બંગલો | ના. પજા મહારાજા સાહેબ | ,, સુર્યભગવાન<br>,, દામોદરદાસ ( કસ્ટમ્સ )<br>,, બાળકૃષ્ણ મલ્હારરાવ<br>,, કાના લાખા | ૩ ટુરીંગ કાર<br>૨ ઝનાના ,,<br>૨ જોડીની ગાડી |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | નંદકુંવરબાગ ... | ના. ખીરસરા ઠાકોર સાહેબ અ. પ. કીશનગઢ મહારાણી સાહેબા | મી. ત્રીભોવનદાસ માંડળીયા<br>,, સોમાભાઇ જસાભાઇ | ૨ ટુરીંગ કાર<br>૧ જનાના ,, |
| ૬ | મી. કાસમઅલી નાનજીનો બંગલો | સર ચીનુભાઇ અને સ્ટાફ | મી. તલકચંદ શાહ<br>,, પ્રતાપરાય કાશીરામ<br>,, ગુલાબભાઇ દેશાઈ | પોતાની કાર |
| ૭ | લુહાણા બોર્ડીંગ... | હડાળા તથા વડીયા તથા બગસરાના નામદાર દરબાર સાહેબો | ,, ,,<br>મી કપિલરામ ઠક્કર | ૨ ટુરીંગ કાર<br>૧ પોતાની કાર (બગસરા) |
| ૮ | કૉલેજ રેસીડન્સી નવી | વરલ, અગીઆળી, લાખણકા તથા ઝીંઝાવદરના મે૦ ભાયાત સાહેબો મેજર જાનમામદ વીગેરે | મી. કાશીરામ ભવાનીશંકર<br>,, અભેસીંગ ( લાન્સર્સ ) | ૧ ટુરીંગ કાર<br>૩ જોડીની ગાડી |

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | મી. પરમાનંદ રતનજીનો બંગલો | ના. માયલા ઠાકોર સાહેબ | મે. જહાંગીરજી રાણીના<br>લેફ. અજીતસીંહજી (લાન્સર્સ)<br>મી. મહાસુખરાય રતીલાલ દેસાઈ<br>,, જશવતરાય પ્રતાપરાય મહેતા<br>,, વૃજલાલ રતનજી કોઠારી<br>,, ઉસમાનખાન હયાતખાન | ૧ ટુરીંગ કાર<br>૧ વીકટોરીયા |
| ૧૦ | મી. કેશવજી સોનીનો બંગલો | ના. મુળી ઠાકોર સાહેબ,<br>યુવરાજ કુમાર, ધરમપુર | ,, ,,<br>,, ,, | ૫ ટુરીંગ કાર<br>૩ જોડીની ગાડી |
| ૧૧ | મી. નરોતમદાસ ભાઉનો બંગલો | ના. મોરબી મહારાજા સાહેબ | ,, ,, | |
| ૧૨ | મી. કથડભાઈનો સોનીનો બંગલો | ના. ધ્રોળ યુવરાજ સાહેબ | ,, ,, | |
| ૧૩ | મી. વીઠ્ઠલદાસ છગનલાલનો બંગલો | રાજા સાહેબનો સ્ટાફ | ,, ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | પાર્વતી ભુવન, મી. વલ્લભદાસ પારેખનું | ના સાણંદ દરબાર સાહેબ | મી. રામજી બાવાભાઈ<br>મી. ગવરીશંકર ગોવીંદજી | ૧ ટુરીંગ કાર<br>૧ વીક્ટોરીયા |
| ૧૫ | બાલ મંદીર | દેશી પ્રતિષ્ઠિત મહેમાનો | ,, ,, | નથી |
| ૧૬ | દક્ષીણામૂર્તિ નવી શાળા | સ્ટાફ | ,, ,, | |
| ૧૭ | મી. નાનજી માણેકલાલનું મકાન | દેશી મહેમાનો | ,, ,, | |
| ૧૮ | મી કચનરાય દેસાઇનો બંગલો | દેવગઢબારીયાના દીવાન સાહેબ અને સ્ટાફ | મી. પુરૂષોતમદાસ છગનલાલ<br>,, વીઠ્ઠલ મીઠા<br>,, ચુનીલાલ છગનલાલ | ૩ ટુરીંગકાર<br>૨ઝનાનાકાર<br>૧ જોડીની ગાડી<br>૧વીક્ટોરીયા |
| ૧૯ | મી. ચંદ્રશંકર દેસાઇનો બંગલો | યુવારાજ સાહેબ ગોંડળ,<br>ના. દેવગઢબારીયાના મહારાણા સાહેબ | ,, ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦ | મે. બાપુભા સાહેબનો બંગલો | દેવગઢબારૈયાના સરદારો | ,, ,, | ૧ ડ્રુીંગકાર |
| ૨૧ | મી. લાભશંકર રતીશકરનો બંગલો | વા. મે. પો. એજન્ટ સાહેબના શીરસ્તેદાર મી. મહેતા વગેરે | મી. અમુલખરાય વજેશંકર ,, મંતોષરામ પ્રેમજી ભટ્ટ | ૧ જોડીની ગાડી ૧ વીકટોરીયા |
| ૨૨ | ઔદીચ બોર્ડિંગ | બ્રાહ્મણીયા રસોડું તથા સ્ટોર | ,, ,, | ૧ જોડીનીગાડી |
| ૨૩ | કપોળ બોર્ડિંગ | મહાલના મહાજન ગૃહસ્થો | મી. મોહનલાલ બધેકા ,, ચંદ્રકાન્ત માનશંકર ,, હીંમતરાય શીવશંકર | ૧ મોટરબસ |
| ૨૪ | મોઢ બોર્ડિંગ | ,, | ,, ,, | |
| ૨૫ | મી. મુળજીભાઇના બંગલા બે | ના. લાઠી તથા ના. વળા ઠાકોર સાહેબો | મી. વીઠલદાસ ખીમજી લેફ. ફતેસીંહ | ૨ ડ્રુીંગ કાર ૧ જોડીની ગાડી ૧ સીંગલ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૬ | મી. દેવજીભાઈનો બંગલો | ના. બીલખા દરબાર સાહેબ | મી. વલ્લભદાસ પટેલ<br>,, ભાનુશંકર મણીશંકર | પોતાની કાર |
| ૨૭ | વાળુકડવાળા શેઠનો બંગલો | મી. માણેકલાલ મનસુખભાઈ વગેરે | ,, ,, | ૧ ટુરીંગ કાર |
| ૨૮ | પ્રશ્નોરા બોર્ડિંગ | દેશી સ્ટેટ | ,, ,,<br>,, ,, | નથી |
| ૨૯ થી ૩૨ | હાઈકોર્ટ<br>હાઈસ્કૂલ<br>એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ<br>ગુ. શાળા નં ૪, ૫ | સ્ટેટ ડેપ્યુટેશન | મે. વિઠ્ઠલરાય મહિપતરામ<br>મી. હરીભાઈ લલ્લુભાઈ<br>,, વિષ્ણુપ્રસાદ શંભુપ્રસાદ<br>,, મોહનલાલ દવે<br>,, વ્રજલાલ ત્રીવેદી (હીસાબખાતું)<br>,, અબ્દુલ્લા ગાગનાની વહીવટદાર<br>,, બચુભાઈ ભાસ્કરરાવ, એટેચી | ૮ ટુરીંગ કાર<br>૨ મોટરબસ<br>૪ જોડીની ગાડી<br>૩ સીંગલ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ | મંગળ મહેલ ( મી. વીરેન્દ્રરાય દેસાઇનો ) | પ્રો. જે. પી. ત્રીવેદી<br>મી. ચંદ્રશંકર પંડયા<br>મી. જયન્તીલાલ મોરારજી મહેતા<br>નાગર રસોડું | રમનરાય ચંદ્રપ્રસાદ દેસાઇ<br>,, મહાસુખરાય જટાશંકર | ૧ ટુરીંગ કા[illegible]<br>૧ જોડીન[illegible] |
| ૩૪ | મી. હરીભાઇ વજલભાઇનું મકાન ( દીવાનપુરાનું ) | મે. મોરારજી ટન્ના<br>,, સરદાર ગોપાળદાસ વીહારીદાસ<br>મે. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ<br>મી. જે. જી. ત્રીવેદી<br>,, મણીલાલ દ્વીવેદી<br>રાજ્યરત્ન હરીલાલ ગોવીંદજી વીગેરે | ,, માર્કંડરાય હરીભાઇ ઓઝા<br>,, વ્રજલાલ મકનજી | ૩ ટુરીંગ કાર<br>૧ જોડીનીગાડી |
| ૩૫ | મી. ઇન્દુલાલ બાપાલાલનું મકાન (રૂવાપરી રોડનું) | મે. ભીમડાદ ભાયાત સાહેબ કુટુમ્બ સાથે | ,, ,, | ૧ જોડીનીગાડી લેન્ડો<br>૧ બળદનો શીગરામ<br>૧ પોતાની કાર |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬ | મી. ભૂપતસીંગ બળીયાભાઇનું મકાન (દરબારી તબેલા સામે) | ના. વીરપુર ઠાકોર સાહેબ | ,, લાભશંકર લક્ષ્મીશંકર | ૧ ટુરીંગ કાર<br>૧ જોડીનીગાડી |
| ૩૭ | પટેલહાઉસ | આમત્રીત પટેલો | ,, ભાયાભાઇ રત્નાભાઇ પટેલ<br>,, રામજીભાઈ દેવશી<br>,, રામભાઇ મુળજી | ૧ મોટર બસ |
| ૩૮ થી ૪૧ | સનાતન સ્કૂલ વડવા કન્યાશાળા ગરાસીયા સમાજનું મકાન તથા તેના સામેની કપોળ બોર્ડિંગ | આમંત્રીત મુળ ગરાસીયા કાઠીઓ વીગેરે | મે. બાપુભા સાહેબ<br>મી. મણીશંકર જયાનંદ ભટ્ટ<br>,, હુસેનમીયાં રહીમમીયાં કાઝી<br>,, સતેસીંગ બાવાજી | ૨ મોટર બસ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૨ | તખ્તસિંહજી ધર્મશાળા સ્ટેશન પાસે | મીર, ભાડ, ગવૈયાઓ વીગેરે. | મી. સંતોષરામ જટાશંકર<br>,, માર્કંડરાય ગુલાબરાય<br>લેફ્. રવુભા<br>રાજ્યકવી પીંગળશીભાઇ<br>ગવૈયા દલસુખરામ વસ્તારામ | નથી<br>૧ મોટર બસ જરૂર પડે ત્યારે આપવી |
| ૪૩ | મી. કાસમઅલી નાનજીનું દાણાપીઠવાળુ મકાન | ,, | | |
| ૪૪ | ગુ. તાલુકા શાળા તથા રામવાડી | ચારણો તથા વોલંટીયર રસોડું | મી. દેવજી મધુભાઇ<br>,, છગનભાઇ માવજી<br>,, મગનભાઇ માવજી<br>,, યશવંતરાય પ્રભાશંકર મહેતા<br>,, શેખ બાવદીન<br>,, ગોવીંદભાઈ ગીરધરલાલ દેસાઇ | નથી |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫ | પાનવાડી | ના. પોરબંદરના મહારાજા રાણા સાહેબ | | ૨ ટુરીંગકાર<br>૨ ઝનાના કાર |
| ૪૬ | લીલો બંગલો | ધ્રાંગધ્રાના ના. મહારાજા સાહેબ, તથા પાલીતાણાના ના. ઠાકોર સાહેબ | મી. મંચેરશા ઉમરીગર<br>પ્રો. ઇચ્છાપોરીયા<br>,, ભરૂચા<br>મી. એરચ ભરૂચા<br>,, દારાશા ઉમરીગર | ૪ ટુરીંગ કાર<br>૧ જોડીની ગાડી |
| ૪૭ | લાલ બંગલો | વાલાશાન મહેરબાન એજન્ટ-ટુ-ધી ગવરનર જનરલ | | ૪ ટુરીંગ કાર |
| ૪૮ | મોતીબાગ | ઇંગ્રેજ ગૃહસ્થો | | ૩ ટુરીંગ કાર |
| ૪૯ | શાંતિભુવન | જસદણના ના. દરબાર સાહેબ, રાણી સાહેબ, તથા ભાઇઓ | | |

# કેંપો અને ઉતારાની વ્યવસ્થા

| | | | | |
|---|---|---|---|---|
| ૫૦ | ગેસ્ટ કેમ્પ | દરબાર સાહેબ, ડેડાણ<br>યુવરાજ કુમાર સાહેબ, રાજપરા<br>દરબાર સાહેબ જાંબુ-<br>ઘોડા વીગેરે | ,,<br>,, | ૩ ટુરીંગ ... |
| ૫૧ | ખડના દંગા પાસેના નવા બંગલા બે | ના. માણાવદર ખાન સાહેબ, તથા ઇંગ્રેજી મહેમાનો | | ૩ ટુરીંગ કાર |
| ૫૨ | ચુનીલાલ રતનજીનો બંગલો | મી. અસરપ્પા તથા મી. દોસ્તમહમદ મનજીભાઈ વીગેરે | રાજ્યખર્ચ ખાતું | ૩ પોતાની કાર |
| ૫૩ | દશા શ્રીમાળી બોર્ડીંગ | મહેમાનો | રાજ્યખર્ચ ખાતું<br>મી. ઇ. એ. સેમ્યુઅલ<br>,, ચત્રભુજ<br>,, નારૂભા | ૩ ટુરીંગ કાર |
| ૫૪ | માજીરાજ વાડી | ,, | | નથી |
| ૫૫ | રાધાકૃષ્ણ મંદિર | રસોડું બીજા રાજ્યોમાંથી આવેલા રયાસતના માણસો | | નથી |
| ૫૬ | મહાજનનો વંડો | મીઠાઇનો સ્ટોર | | ૧ મોટર ટ્રક |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૭ | ગંગાજળીયા તળાવ | સ્વયંસેવકોનો કેમ્પ | ગોવીંદલાલ ગીરધરલાલ દેસાઈ બાઉદીનભાઇ શેખ | નથી |
| ૫૮ | મે. રાણીના સાબનો બંગલો | ડૉ. પી. બી. મોતીવાલા મી. પેસ્તનજી બી. બહેરામજી | મે. જહાંગીરજી રાણીના | } ૧ મોટર કાર |
| ૫૯ | બેજનજી ઉમરીગરનો બંગલો | મી. નવરોજી કુમરીઆ | મી. બેજનજી ઉમરીગર | } ૧ મોટર કાર |
| ૬૦ | પારસી ધર્મશાળા | માદન સીનેમાના વ્યવસ્થાપકો | મી. શાપુરજી | ૨ ટુરીંગ કાર<br>૧ મોટર ટ્રક |
| ૬૧ | મી. ચુનીલાલ રતનજીનો બંગલો | ખરવાણી ડેપ્યુટેશન | ડૉ. રણછોડલાલ વ્રજલાલ | |

તા. ૬-૪-૩૧

ભાસ્કરરાવ વીઠ્ઠલદાસ,
પ્રમુખ,
મેરેજ કમીટી.

## (૩) રાજા-મહારાજાઓની હાજરી.

તા. ૧૭-૪-૩૧.

નામદાર મહારાજા સાહેબ, મોરબી
ઠાકોર સાહેબ, માળીઆ
દરબાર સાહેબ, ખીરસરા
ઠાકોર સાહેબ, સાણંદ
ઓન. એજંટ ટુ ધી ગવર્નર
ના૦ ઠાકોર સાહેબ પાલીતાણા
ના૦ મહારાજા રાજસાહેબ, ધ્રાંગધ્રા
ના૦ મહેંદ્ર મહારાજા સાહેબ, પન્ના.
ઠાકોર સાહેબ, સાયલા
ઠાકોર સાહેબ, મૂળી
દરબાર સાહેબ, જસદણ
દરબાર સાહેબ, બીલખા
દરબાર સાહેબ, ડેડાણ
ઠાકોર સાહેબ, લાઠી
દરબાર સાહેબ, વડીઆ
દરબાર સાહેબ, કુંડલા
દરબાર સાહેબ, બગસરા
યુવરાજ સાહેબ, ધ્રોલ
યુવરાજ સાહેબ, માંગરોલ
યુવરાજ સાહેબ ગોંડલ

## મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજીનો રાજ્યાભિષેક અને લગ્ન

તા. ૧૯–૪–૩૧

ના૦ મહારાજા રાણાસાહેબ, પોરબંદર
ના૦ ઠાકોર સાહેબ, લીંબડી
ના૦ મહારાજા સાહેબ, બારૈયા
ના૦ નવાબ સાહેબ, ખંભાત

(૪) પોશાકના દરબારમાં નીચેનાં રાજ્યો અને સંસ્થાઓ તરફથી પોશાક એનાયત કરવામાં આવ્યો હતો :—

વડોદરા, કોલ્હાપુર, કોટા, કચ્છ, ડુંગરપુર, કીશનગઢ, રેવા, જૂનાગઢ, જામનગર, પોરબંદર, ધ્રાંગધ્રા, મોરબી, ગોંડલ, રાજપીપલા, પન્ના, રાધનપુર, જાબવા, જાફરાબાદ, વાંકાનેર ધરમપુર, પાલીતાણા, ધ્રોલ, વાંસદા, રાજકોટ, (મા સાહેબ), સાયલા, ચુડા, વળા, જસદણ, માણાવદર, માંગરોલ, થાણા-દેવળી, વડીઆ, લાઠી, મૂળી, બજાણા, વીરપુર, કોટડાસાંગાણી, પીઠડીઆ, બીલખા, પાટડી, ખીરસરા, માળીઆ, સરદારગઢ, બાટવા, હડાળા, બગસરા, રાજપરા, ડેડાણ, કટોસણ, સાણંદ, જાંબુઘોડા, ગાંફ, ભદીયાદ, સોમનાથ મહંત, મોતીમરી, નાનીમાળ, માંઢખાખરા, મોણપર, ટીંબા, ગોપનાથ મહંત અને ગઢડા સ્વામીનારાયણનું મંદિર.

(५) **BHAVNAGAR STATE RAILWAY.**

**Composition of Officers' Special.**

Engine
Bogie Third Class No 262 ... for 84 Servants
" " 263 . for 84 "
" Dynamo 253 . for 75 "
Bogie First & Second No 78 1st Compt. 1 Col Bapubha
2 K S Dilipsinhji
3 K S Dilawarsinhji
4 K S Gambhirsinh of Dhrafa

1st Coupe 1 Mr. N. M Surti
2 " Nagarsheth

| | | |
|---|---|---|
| 1st Compt | 1 | KS. Gambhirsinhji |
| | 2 | „ Ajitsinhji |
| | 3 | „ Pratapsinhji |
| | 4 | Dr. Balkrishna |
| 2nd Compt. | 1, 2, 3, 4 | Sir P.'s Staff |
| 2nd Compt. | 1, 2, 3, 4, 5, 6 | Lancers & Infantry Officers. |
| Bogie First, Second, Third No. 100... 1st Coupe | 1, 2 | Mr. B P. Pattani |
| 1st Coupe | 1 | Mr. V. Vyas |
| | 2 | Col. Zorawarsinhji |

| | | | |
|---|---|---|---|
| | 2nd Coupe | 1<br>2 | Mr. P. Damri<br>„ Menezes |
| | 2nd Compt. | 1<br>2<br>3<br>4 | Cinema People |
| | 3rd „ | 30 | Servants |
| Double Second class. No. 126 ... | | | For the Staff of Hazur Private Department. |
| Double Second No. 127 ... | one Compt. | 1<br>2<br>3<br>4<br>5<br>6 | Rajkharach. |
| | another Compt. | 1<br>2 | Pingalshibhai<br>Hardan P. |

3 Pir Motibhai Miya
4 }
5 } Extra Staff
6 }

Dining Car No. 2005 ... ... ... } D. B. Tribhovandasbhai.
Family First No. 20 ... ... ... }
Brakevan ... ... ... ... } Mr. Bhaskerraobhai.

Bhavnagar Para, }
Dated 21st April 1931. }

**D. B. BHATT.**
Traffic Superintendent.

# BHAVNAGAR STATE RAILWAY.

## Composition of His Highness Special.

| | |
|---|---|
| Engine | |
| Third class | Servants |
| Double First No 38 | Porbander & Panna Staff |
| Bogie Third Brake No 340 | Luggage and Servants (30) |
| Saloon No 2004 | Sir P and Lady Pattani |
| Porbandar Saloon | H H Maharaja Maharana Saheb of Porbandar |
| " " | " " |
| Saloon No 2001 | H. H Maharaja Saheb |
| Saloon No 2002 | × { K S Nirmal Kumar Sinhji and K S Dharma Kumar Sinhji |

| | | |
|---|---|---|
| Saloon No. 2003 | ... | H. H. Mahendra Maharaja Saheb of Panna |
| Tourist Car No. 7 | ... | H. H. Maharaja Saheb of Baria |
| Officer's Carriage No. 1 | ... | Mr. and Mrs. Bibra |
| Family First No. 23 | ... | Col. and Mrs. Mosse |
| Officer's Carriage No. 7 | ... | Col. and Mrs. Hanson |
| Family First No. 21 | ... | Mr. and Mrs. A. P. Pattani. |
| Officer's Carriags No. 8 | ... | K. S. Vijaysinhji and family |
| Family First No. 22 | ... | Darbar Saheb of Khirasara |
| Officer's Carriage No. 9 | ... | { Mr. D. B. Bhatt ( Traffic Supdt. )<br>Rana Krishnachandra K. |
| Brakevan ( Dynamo ). | | |
| × Thana Devli Saloon | ... | For the return journey. |

Bhavnagar Para,
21st April 1931

D. B. BHATT
Traffic Superintendent,

## (૬) લગ્ન સંબંધી વિશેષ વર્ણનઃ—

ગોંડળના નામદાર યુવરાજશ્રી ભોજરાજજી સાહેબનાં ચોથાં કુવરી શ્રી વિજયાબા સાહેબનાં લગ્ન કાઠીઆવાડના કેન્દ્રસ્થાન રાજકોટમા, જ્યાં નામદાર યુવરાજશ્રી રહે છે ત્યાં તારીખ ૨૨ મી એપ્રિલ બુધવારના રોજ ભાવનગરના નામદાર મહારાજા કૃષ્ણકુમારસિંહજી સાહેબ સાથે હથેવાળે કરવામાં આવ્યાં છે.

નામદાર યુવરાજશ્રીની સાદાઈ, સજ્જનતા, નિરાભિમાનપણુ, અલ્પભાષા વગેરે અસાધારણ લાક્ષણિક ગુણોને લઇ રાજકોટ તેમજ આખા કાઠીઆવાડમાં તેઓ ગૌરવવાળુ પદ ભોગવે છે. એટલું જ નહિં પણ તેઓશ્રીની ઉંચી રહેણીકરણી અને સદ્ગુણોથી રાજ્યપદે નહિં છતાં "ગોંડળ" રાજકોટ તેમજ કાઠીઆવાડની સમસ્ત જનતા, તેઓશ્રીને રાજા તરીકે ઉચ્ચ ભાવનાથી સન્માને છે. અને આ રીતે જનપ્રિયતા મેળવ્યા ઉપરાંત, કાઠીઆવાડના રાજા મહારાજા સાહેબો અને યુરોપીયન અમલદારોનો પણ પોતે ભાવભર્યો પ્રેમ સંપાદન કર્યો છે.

નામદાર યુવરાજશ્રીએ બીજા ત્રણ કુંવરી સાહેબોનાં લગ્ન રાજકોટમાં જ રાજ રીતે મોટા ખરચે કર્યાં છે. આ પ્રસંગ તેઓશ્રીનાં આંગણે ચોથી વખતનો છે.

આ પ્રસંગમાં આખા કાઠીઆવાડના લગભગ ઘણા ખરા રાજામહારાજા સાહેબોને પધરાવવાની નામદાર યુવરાજશ્રીની અભિલાષા હોવાથી બધા રાજામહારાજા સાહેબોનો સત્કાર, ઉતારા, સન્માન વિગેરેની પુરતી ગોઠવણ કરવાની હતી. તેથી લગ્નના દિવસો પહેલાં લગભગ બે માસથી આ તૈયારીની શરૂઆત થઇ ચૂકેલી. યુવરાજશ્રી રાજકોટમાં પોતાનું જીવન શુદ્ધ—

સ્થની સાદી રહેણી કરણીથી ગુજારે છે. એટલું જ નહિ પણ જ્યાં તેઓશ્રીને સત્તા, સાધન કે સંપત્તિની ઉણપ બલ્કે અભાવ છે. એ સ્થિતિમાં રાજ્ય રીતનાં લગ્નપ્રસંગની તૈયારી સાથે સાથ, નામદાર મહારાજા સાહેબોના આવાગમનની તૈયારી, એ બંનેને સમયસર પહોંચી વળવું બહુ દુર્ઘટ હતું. આ પ્રસંગ સાંગોપાંગ ઉકેલવાની ઘટતી તૈયારી કરવામાં એક બીજી પણ મુશ્કેલી આ વખતે સાથે હતી. અને તે એ કે રાજકોટના ના. ઠાકોર સાહેબના રાજ્યારોહણનો દિવસ આ લગ્નનો આગલો જ એટલે તારીખ ૨૧ મી એપ્રિલનો નક્કી થયેલો. આ સંજોગથી ના. યુવરાજશ્રીને ત્યાંનાં આ પહેલાંનાં ત્રણ લગ્ન વખતે રાજકોટ સ્ટેટની કુલ રીયાસત ઉપયોગ માટે મળેલી તે આ વખતે મળી શકવાની સ્થિતિમાં નહોતી. એ કારણે સ્થાનિક સાધનો મેળવવામાં આવરણ હતું. અને જરૂરનાં બધાં સાધનો બહારનાં બીજે સ્થળેથી લાવવાં પડે એમ થયેલું હતું. જેથી બીજી બધી તૈયારી સાથે આ સગવડ પણ કરવાની હતી.

ના. મહારાજા જામસાહેબ, ના. મોરબી મહારાજાસાહેબ, ધ્રાંગધ્રા તથા વાંકાનેરના ના. મહારાજાસાહેબ, ધ્રોળ, લખતર, પાલીતાણા તથા મુલીના ના. ઠાકોરસાહેબ, ચાણુદેવલી, પીઠડીયાના ના. દરબાર સાહેબો વગેરે બધા મહારાજા સાહેબોએ, પોતપોતાની રીયાસત અને જરૂરીયાતનાં માણસો, ના. યુવરાજશ્રીની સેવામાં મુક્યાં હતાં. ગોંડળની રીયાસત તથા માણસો વગેરે પણ આવેલાં હતાં.

લગ્નની તૈયારી એક તરફ ચાલુ હતી. બીજી બાજુ રાજા-મહારાજા સાહેબો, સગાંવહાલાં, સ્નેહીસબંધીઓને ટપાલદ્વારા લગ્ન પત્રિકાઓ મોકલવાનાં આમંત્રણ પત્રો, તેમજ અંગત લખા-

ણનાં આગ્રહપત્રો લઇ, ડેપ્યુટેશનો મોકલવાનુ અને જરૂર પ્રમાણે ના. યુવરાજશ્રી અગર અ. સૌ. ના. યુવરાજ્ઞી સાહેબે આમંત્રણ કરવા જાતે પધારવાનું વગેરે પણ ચાલતું હતું.

## ઉતારાઓની ગોઠવણ.

માંડવાના તથા જાનપાર્ટીના રાજવંશી મેહમાનો તેમજ બીજા મેહમાનો માટે નીચે પ્રમાણેના સ્ટેટો વગેરેના ઉતારાઓ તૈયાર કરાવવામાં આવ્યા હતા, અને શણગાર્યા હતા.

| | |
|---|---|
| રાજકુમાર કોલેજ | જામનગર ઉતારો |
| ભાવનગર ઉતારો | પાલીતાણા ઉતારો |
| વઢવાણ ઉતરો | લખતર ઉતારો |
| વઢવાણ નવો ઉતારો | મોરબી ઉતારો |
| શ્રીભોવનભાઇનો બંગલો | સાયલા ઉતારો |
| આગાખાન બગલો | વાંકાનેર ઉતારો |
| ભાવનગર કેમ્પ | જસદણ ઉતારો |
| કોટડા ઉતારો | ધ્રોળ ઉતારો |
| માણાવદર ઉતારો | મહાશંકરભાઈનું મકાન |
| જુનાગઢનો નવો ઉતારો | લીંબડી ઉતારો |
| વળા ઉતારો | શ્રોફ સાહેબનો બંગલો |
| મુલી ઉતારો | ધ્રાંગધ્રા ઉતારો |
| માધવજી શેઠનો બંગલો | થાણાદેવળી ઉતારો |

બધા ઉતારામાં ઉતારવા નક્કી થયેલ મહેમાનોની યોગ્યતા પ્રમાણે રસોડાં, પાગરણ, ફરનીચર, ક્રોકરી, વાસણો, વાહનો વગેરેની પુરતી ગોઠવણ કરવામાં આવી હતી.

પ્રત્યેક ઉતારે બ્રાહ્મણીયાં, રજવાડી, દેશી, મુગલાઈ, અને

છત્રીશ રસોડાની જુદી સગવડ કરેલી, તેના અગેના જરૂરતના રસોયા, બટલર, કુક, બોર્ઈ વગેરેની પણ સગવડ રાખેલી

રસોડાના સ્ટાફ ઉપરાત પગી, પસાયતા પોલીસ, પટાવાળા, સાઈકલીસ્ટ વોલન્ટીયર્સ અને મુત્સદ્દી વર્કીંગ સ્ટાફ ઉપરાત, એકેક મુત્સદ્દી અને ભાયાત અમલદારની ગોઠવણ દરેક ઉતારે રાખી, તેમની દેખરેખથી મેહેમાનોની પુરી સગવડ જાળવવા વ્યવસ્થા કરવામા આવી હતી મેહેમાનોની સરભરાના અગેની જરૂરીયાતની ચીજોની સગવડ બબ્બે ત્રણ ત્રણ નજીકના ઉતારાઓ વચ્ચે, એક સ્થળે રાખી એ બધી ચીજો ચોવીસે કલાક ગમે તે વખતે તાત્કાલીક મળી શકે એ સગવડ પણ રાખી હતી

વરરાજાનો ઉતારો જુનાગઢ ઉતારામા, બીજી જાનપાર્ટી તથા ડેપ્યુટેશનનો ઉતારો રાજકુમાર કોલેજમા અને જાનપાર્ટીમા પધારેલ લેડી પરણી તથા તેમની સાથેના બીજા બાનુઓનો ઉતારો ભાવનગર ઉતારામા રાખવામા આવ્યો હતો

બીજા રાજવશી પરોણાઓના ઉતારાની ગોઠવણ ઉપર જણાવેલ સ્ટેટોના ઉતારા તથા કોલેજમા કરવામા આવી હતી

સીવીલ સ્ટેશનમા આવેલા આગાખાન બગલામા, જ્યા ના યુવરાજશ્રી રહે છે ત્યા લગ્ન માટેની બધી સગવડ કરી હતી તેના કમ્પાઉન્ડમા ભવ્ય મડપ અને સમીયાણો ઉભો કર્યો હતો આગાખાન બગલાની વચલી સડકથી ઉતરાદા કમ્પાઉન્ડમા ભવ્ય, સુશોભિત મડપ ઘણા મોટા ખરચે તૈયાર કરવામા આવ્યો હતો મડપ તથા સમીયાણાને ફરતી વચલી સડકની ડોર સુધી લાકડાની ગેલેરી મૂકી કમ્પાઉન્ડ બાધવામા આવ્યુ હતુ આ ગેલરીને રગી સુદર કરેલી અને દરેક ગાળો અદર તથા બહારના ભાગમા લટકાવેલા મોટા આયનાથી સુશોભીત

બનાવેલો. ગેલેરીમા બે મુખ્ય દ્વારો મુકવામાં આવ્યા હતાં. તેમાંનુ એક મુખ્યદ્વાર લગ્ન વિધિ માટે તૈયાર કરેલા મંડપ માટેનુ અને બીજુ સમીયાણા માટેનું પ્રવેશ દ્વાર હતુ

મડપથી પૂર્વે લગભગ એક હજાર માણુસની બેઠકની સગવડવાળો મોટો સમીયાણો ઉભો કરવામા આવ્યો હતો. તેને, ફરતા અદર તથા બહાર ધ્વજ પતાકા લટકાવવામાં આવ્યા હતા. અને ફુલોના ગુચ્છાવાળા આશોપાલવના લીલાં તોરણો લટકાવી, સ્થળે સ્થળે લીલી કુંજ અને નાળીએરીના પાન, ઝાડના કુંડાં વગેરે મુકી, તેમા બીરાજનાર પરોણાઓને આનંદદાયક બનાવ્યો હતો.

સમીયાણામાં રાજવશી પરોણાઓ માટે મખમલના લાઇનીંગવાળા કોચ, ખુરસીઓની, અને બીજાઓ માટે ખુરસીઓની બેઠકો રાખેલી હતી મંડપના પ્રવેશદ્વારથી દાખલ થતાં પ્રથમ જ રંગીત સુંદર પોર્ચ હતો. એ પોર્ચની કમાનના મધ્ય ભાગે ગોંડળનું રાજ્યચિહ્ન તેના મુદ્રા લેખ "સત્યં ચ સત્યં" સાથેનું મુકેલું હતુ

પોર્ચની મધ્ય ટોચે ગોંડળનો રાજ્યધ્વજ ફરકતો હતો. પોર્ચથી અંદર દાખલ થતાં પ્રેક્ષક પરોણાઓ વગેરેની બેઠકની ગોઠવણ માટે લગ્નવિધિના મધ્ય મડપ ફરતો ચારે બાજુ ગેલેરીથી મર્યાદિત વરડા કરી મડપને ભવ્ય બનાવેલો હતો.

આ વરડાના મધ્ય ભાગે લગ્નવિધિ માટેનો મુખ્ય મંડપ હતો. મધ્યમડપ તથા ફરતા વરંડાને, રંગબેરંગી રંગી ઝાલરવાળા લટકતા પડદાઓ, ફુલોના ગુચ્છાવાળાં લીલાં તોરણો, કુંડાંઓ, શુભકાર્યનાં નિયંતા ગિરિજા ગજાનનની છબીઓ, મોટા આઇનાઓ, પ્લાસ્ટર ઑફ પેરીસનાં ગોડળની બનાવટનાં વખ-

ચ્યાતાં જુદી જુદી ડીઝાઇનના મોડેલો વગેરેથી અલંકૃત કરી ઘણો સુશોભિત બનાવેલો હતો.

મંડપના દરેક ગાળે નીતિ સૂચક વાક્યો લખેલાં હતાં. આગાખાન બંગલાના ઉગમણે તથા આથમણે બન્ને દરવાજે અંબાડી સહીત હાથી ચાલી શકે એટલી ઉંચાઇની ભવ્ય કમાનો ગોઠવવામા આવી હતી.

આગાખાન બંગલે તથા જુનાગઢ ઉતારે નવેમર એન્જીન ગોઠવી તેમજ સ્ટેટના ઇલેક્ટ્રીક ખાતા માર્ફત આ પ્રસંગ માટે ખાસ ફીટીંગ કરાવી સુંદર રીતે ગોઠવેલી અસંખ્ય ઇલેક્ટ્રીક લાઇટમ, સમીયાણો-ભવ્ય મંડપ, આગાખાન બંગલો, કમ્પાઉન્ડ, દરવાજાની કમાનો તથા જુનાગઢ ઉતારાને ઝળહળાવી આ પ્રસંગની ભવ્યતામાં ઔર વધારો કરતી હતી.

ગોંડળ ભાવનગર જેવાં મોટાં રાજ્યોના લગ્ન મહોત્સવ જેવો મહાન ઉત્સવ નીહાળવાનો કવચિત મળતો લહાવો લેવા ગામ પરગામના લોકોનાં જુથ રાજકોટમાં ઉભરાયાં હતાં.

ભવ્ય મંડપ, સુંદર રોશની, રાજામહારાજા સાહેબો, તથા જાનના સત્કારની તૈયારીઓ, અને ધામધુમ જોવા લોકોનાં ટોળે ટોળાં ઘુમ્યા કરતાં હતાં.

પ્રસગ જોવા મળેલો જનસમૂહ તથા દાન લેવાની આશાએ આવેલ ચારણ, મીર, લંઘા, ભાંડ, વગેરેનાં અસંખ્ય માણસોનો સમૂહ રાજકોટની તમામ શેરીઓ ગલીઓને ભરચક કરી રહ્યો હતો. અને મળેલી માનવ મેદનીમા આ પ્રસગની મહત્તા એક અવાજે ગવાઈ રહી હતી.

લગ્ન પ્રસંગની કામગીરી માટે મુળી, પાલીતાણા, જામ-નગર, જસદણ, ધ્રોળ સ્ટેટનાં માણસો રોકયાં હતાં. અને તે

ઉપરાંત જરૂર પડતા રાજકોટના માણસો ટેમ્પરરી રાખી લેવામા આવ્યા હતા

સગપણ, ચુંદડી, સમુરતુ, વગેરે વિધિઓ અગાઉ થઇ ગયેલી પણ "મટોર નાળીએર" બદલાવવા જવાનુ બાકી હતું, તે બને પક્ષની અનુકુળતા પ્રમાણે લગ્નોત્રી સાથે લઇ જવાનું રાખ્યુ હતું

લગ્ન લેખનનું મુહૂર્ત તારીખ ૧૪-૪-૧૯૩૧ મગળવાર સવારના નવનુ હતું આચાર્યે વિધિ પ્રમાણે નિયત વખતે લગ્ન લેખન શરૂ કર્યું હતું રાજ્ય કુટુબના તથા નજીકના સંબંધી બાઇઓની હાજરી હતી વડારણો પ્રસગના ગીતો ગાતી હતી. ઢોલ, ત્રાસા બેન્ડ વગેરેથી પ્રસગ ઉજવ્યો હતો

લગ્ન લેખન પુરૂ થતા આચાર્યે લગ્નોત્રી, કુમકુમ કેસરના ચાંદલા કરી, અક્ષત પુષ્પ વગેરેથી પુજન કરી સોનેરી કાગળ તથા લીલી અતલસમા નાડાછડીથી બધ કરી તૈયાર કરી હતી

પાલીતાણાના ભાણીબા સાહેબોએ લગ્નોત્રી વધાવી હતી. શ્રીફળ ડેપ્યુટેશન, ભાવનગર રવાના થવાનો પ્રોગ્રામ તારીખ ૧૪-૪-૩૧ મગળવાર સાઝનો હતો તે સાથેજ લગ્નોત્રી પણ આચાર્યદ્વારા રવાના કરવા પ્રબધ કર્યો હતો

શ્રીફળ ડેપ્યુટેશનમા, ના યુવરાજ કુમારશ્રી વિક્રમસિંહજી સાહેબ, સુનોના નામદાર બને કુમાર સાહેબો, રાણાશ્રી ભારતસિંહજી, રાણાશ્રી કીરીર્તાસહજી રણજીતસિંહજી, સાગણવાના કલ્યાણસિંહજી તથા ગભીરસિંહજી વગેરે તથા શ્રી ભગવાનજી અનુપચદ મહેતા, ઝવેરી રતીલાલ મોતીચદ વગેરે તેમજ બીજો સુભ્દી સ્ટાફ અને પરચુરણ માણસો મળી આશરે ચાલીસ માણસો હતા

શ્રીફળ એક સોનાથી તથા એક ચાંદીથી મઢેલ તૈયાર કરાવેલા. લગ્ન લેખનના શુભ ચોઘડીએ નાડાછડી, કુંમકુંમ ચાંલો, અને અક્ષતપુષ્પથી આચાર્યે વેદોચ્ચાર સાથે બન્ને શ્રીફળોનું પુજન કર્યું. તે બ્રાહ્મણ કુમારિકાએ વધાવ્યાં, અને પધરાવી જવા ડેપ્યુટેશનને સોંપ્યાં હતાં.

શ્રીફળો સાથે નામદાર મહારાજા સાહેબ માટેનો પોષાક, દાગીના સાથે આપવામાં આવ્યો હતો. અને સાકર, ખાંડ, સુકા મેવા, વગેરેના થાળો, મીઠાઈ, ફ્રુટ, આપવામાં આવ્યાં હતાં. આ દિવસેજ અ. સૌ. ના૦ બાસાહેબશ્રી વિજયાબા સાહેબને શુભ ચોઘડીએ માળા આરોપી હતી.

શ્રીફળ ડેપ્યુટેશન તારીખ ૧૬–૪–૩૧ ગુરૂવાર સવારના ૭–૩૦ પહોંચતી ગાડીમાં રાજકોટ પાછું આવી પહોચ્યું હતું.

તારીખ ૨૦–૪–૩૧ સોમવાર સવારના ૮–૦ મંડપારોપણનું મુહુર્ત હતું. પ્રસંગનાં આમત્રણો બાનુઓનાં કાઢેલાં. વડેલા પ્રમાનેથીજ મડપ, સમીયાણો તથા બંગલો, આશોપાલવનાં પાનનાં ફુલના ગુચ્છાવાળાં તોરણોથી શણગાર્યો હતો. નોબત, સરણાઇ, ઢોલ, ત્રાંસાં, બેન્ડ, વડારણો તથા ગીરાસણીઓનાં ગીતોના નાદવચ્ચે આચાર્યે મંડપારોપણની વિધિ શરૂ કરી હતી.

આમંત્રિત જનાના બાઇઓ માટે મંડપના ઉનરાદા ભાગમાં ચકો નાંખી ખુરસીઓની બેઠકની ગોઠવણ કરેલો. અન્ય બાનુઓ માટે મંડપ ફરતી ખુરસીઓની બેઠક હતી.

ના. યુવરાજશ્રી તથા અખંડ સૌ. નામદાર યુવરાણી સાહેબે સજોડે પુજનવિધિ શરૂ કરાવી હતી. અને તે પુરી થતાં ના. બા સાહેબ શ્રી વિજયાબા સાહેબના શુભહસ્તથી મંડપારોપણ થયું હતું તથા તેના અંગે ખાતપૂજન, મૃતિકા પૂજન, સ્વસ્તી

વાચન, ગણપતી પૂજન, વગેરે આચાર્યે કરાવ્યું હતું. સમીયાણામાં બીરાજેલ નજીકનાં સગાં સંબંધીઓ અને સ્નેહીઓ હાજર હતા. તેમને પુજનવિધિ પુરી થતાં ગોળવેંચાવી સોનેરી પાનબીડાં ફેરવ્યાં હતાં તથા ખારેકની રકાબીઓ વહેંચી હતી. વડારણો, મીરાણીયો, પરચુરણ માણસોને પણ છુટે હાથે ખારેક વહેંચી હતી.

ગૃહશાન્તિનો પ્રોગ્રામ તારીખ ૨૧–૪–૩૧ મંગળવાર સવારના ૯–૦ નો રખાયેલ પણ એ વખત, ના. રાજકોટ ઠાકોર સાહેબના રાજ્યારોહણ દરબારનો હોઇ પ્રોગ્રામ ફેરવી મંડપારોપણ પછી સાથે સાથ તા. ૨૦ મી સવારનો રાખ્યો હતો; જેથી ગૃહશાન્તિના કાર્યની શરૂવાત આચાર્યે કરી. ના. યુવરાજ સાહેબ તથા અખંડ સૌ. ના. યુવરાણી સાહેબનું જોડું સાંતક બેઠું. વડારણો અને મીરાણીયોએ ગીત ગાવાં શરૂ કર્યાં. ગોંડળ બેન્ડનો સુંદર સરોદ શરૂ થયો. કલાકેક વિધિ ચાલી. ના. મહારાજા રાજ સાહેબ પાલીતાણા તથા મુળીના ના. ઠાકોર સાહેબો વગેરે રાજવંશી પરોણાઓ વિધિ પુરી થતાં સુધી મંડપમાં બીરાજતા હતા.

અખંડ સૌ. મહેસૌરનાં ના. મહારાણી સાહેબ, રાણીશ્રી લક્ષ્મણસિંહજી વણા, તથા જસદણનાં બેને નામદાર મા સાહેબો તરફનું મોસાળું ભરવાનું તા. ૨૧ મંગળવારનું રાખ્યું હતું. પણ રાજકોટના રાજ્યારોહણના કારણે તે પણ તા. ૨૦ સવારેનું ફેરવ્યું હતું. જસદણ ઉતારેથી ભરેલી છાબો લઇ ઢોલ, ત્રાંસાં, બેન્ડ સાથે પગે ચાલતું મોસાળું આગાખાન બંગલે પહોંચ્યું હતું. આચાર્યે તે વધાવી સુવાસણ વડારણો સાથે અંતઃપુરમાં મોકલ્યું હતું.

# મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજીના રાજ્યાભિષેક અને લગ્ન

તારીખ ૨૧ મંગળવારનો દિવસ રાજકોટ રાજ્યારોહણની શુભ પ્રસંગનો હોઈ સ્ટેટો તથા સગાંસંબંધીઓના પોષાક સ્વીકારવાનો એકજ પ્રોગ્રામ આજનો હતો. સ્ટેટનાં ડેપ્યુટેશનો સવારના ૧૦–૩૦ પોષાક સાથે આવી પહોચ્યાં હતાં. બેઠકો સમીયાણામાં આપી હતી.

અખંડ સૌ. નામદાર ગોંડળ મહારાણી સાહેબ તથા ના. યુવરાજશ્રી, આગાખાન બંગલાના ડ્રોઇંગ રૂમમાં બીરાજતા હતા ત્યાં સ્ટેટોના દરજ્જાના ક્રમસર પોષાક સ્વીકારવાની ગોઠવણુ હતી. પોષાક સ્વીકારવાનું એક કલાકે ખલાસ થયું હતું.

ના. યુવરાજશ્રીના આગ્રહને માન આપી આ પ્રસંગે તેઓશ્રીના આંગણે મહેમાન તરીકે કાઠીયાવાડના લગભગ બધા રાજા મહારાજા સાહેબોએ, અને યુરોપીયન અમલદારોએ સખત ગરમીના દિવસો છતાં પધારી ના યુવરાજ પ્રત્યેની પોતાની પ્રેમ ભાવના બતાવી હતી.

આ પ્રસંગે નામદાર મહારાજા જામસાહેબ, ધ્રાંગધ્રા તથા વાંકાનેરના નામદાર મહારાજા રાજસાહેબ, મોરબીના નામદાર મહારાજાસાહેબ, પાલીતાણા તથા મુલીના ના. ઠાકોર સાહેબ, જસદણ, ચાણુદેવળી, બીલખા, શાપર, બગસરા અને સરદારગઢના નામદાર દરબાર સાહેબો તેમજ અ. સૌ. ના. મહેસોર મહારાણી સાહેબ. અ. સૌ. ના. લખતર રાણી સાહેબ વગેરે માંડવ મેમાન તરીકે પધારેલાં હતાં.

ઉપરનાં લગભગ બધા રાજવંશી મેમાનો તારીખ ૨૦ સુધીમાં આવી પહોંચ્યા હતાં. પધારેલા બધા રાજા મહારાજા સાહેબોની પધરામણી ઓફીશ્યલ રખાયેલી, તેથી પધરામણી વખતે ફુલહાર, અત્તર, ગુલાબ ઉપરાંત બેન્ડ, પોલીસ પાર્ટીની

ગાર્ડ ઓફ ઓનર સાથે તોપોની સલામીથી ગોઠવણ ના. યુવરાજશ્રી તરફથી થયેલી હતી.

બધા મહેમાનોનું રીસેપ્શન જંકશન પર કરવાનુ રાખેલું તેથી ધજા, પતાકા અને લીલાકુંજથી સ્ટેશનને સુશોભિત કરેલુ હતુ.

તારીખ ૨૨ બુધવારની વહેલી સવારે જાનપાર્ટી, જુદી જુદી બે સ્પેશ્યલથી આવી પહોચી હતી. પહેલી સ્પેશ્યલ બીજી કરતાં બે કલાક વહેલી આવેલી તેમાં એડવાન્સ પાર્ટીનાં માણસો તથા અમલદારો હતા. બીજીમાં ના મહારાજા સાહેબ, ના. પોરબંદર રાણા સાહેબ, પન્ના તથા બારૈયાના ના મહારાજા-સાહેબો, સર પ્રભાશંકર પટ્ટણી અને બીજા જાનૈયા હતા.

જાનની પહેલી સ્પેશ્યલમાં આવેલ મીજમાનો માટે સ્ટેશન ઉપર ચાહ વગેરેની ગોઠવણ ના. યુવરાજશ્રી તરફથી કરવામાં આવી હતી.

બીજી સ્પેશ્યલની જાનપાર્ટીનો સત્કાર કરવા જંકશન સ્ટેશન ઉપર ના. યુવરાજશ્રી, માંડવ મહેમાન થયેલ રાજા મહારાજા સાહેબો સાથે સ્પેશ્યલ પહોંચવાના વખત પહેલાં પધાર્યા હતા.

જાનપાર્ટીના સત્કાર માટે પધારેલા રાજા મહારાજા સાહેબોમાં, ના. મહારાજા જામ સાહેબ, ધ્રાંગધ્રા તથા વાંકાનેરના ના. મહારાજા રાજસાહેબ, મોરબીના ના. મહારાજા સાહેબ, પાલીતાણા તથા મુલીના ના. ઠાકોર સાહેબ, જસદણ, ચાણાદેવલી, સરદારગઢ, બીલખા, શાપરના, બગસરાના નામદાર દરબાર સાહેબો તેમજ ના. રાજકોટ ઠાકોર સાહેબ પણ હતા. રાજા મહારાજા સાહેબો ઉપરાંત બીજાં પણ સગાં સબંધીઓ, સ્નેહીઓ, સભાવિત ગૃહસ્થો વગેરે હજારેક માણસો સ્ટેશને આવેલ હતાં.

ના. મહારાજા સાહેબની સ્પેશ્યલ, જંકશન સ્ટેશન, યાર્ડમાં પહોંચતાં પ્રથમથી કરેલી ગોઠવણ પ્રમાણે, નામદાર મહારાજા સાહેબનું સલુન સ્ટેશનના પ્રવેશદ્વાર સામે લેવરાવી થોભાવવામાં આવ્યું.

ના. મહારાજા સાહેબે સલુનમાંથી પ્લેટ ફોર્મ પર પગ મુકતાંની સાથે જામનગર બેન્ડ, રાજકોટ પોલીસ પાર્ટી અને તોપોની સલામી અપાઇ.

ના. યુવરાજશ્રી તથા રાજા મહારાજા સાહેબોએ ભવ્ય સત્કાર કર્યો. રાજવંશી મેહેમાનો અન્યોઅન્ય ભેટયા, ઘોળની ક્રિયા થઇ. ના. મહારાજા સાહેબ, જાન પાર્ટી સાથેના બીજા મહારાજા સાહેબો, અને અન્ય મેહેમાનોને હાર ગુલાબ અત્તર કર્યાં. કળશવાળી બ્રાહ્મણ કુમારિકાઓએ વરરાજાને અક્ષત પુષ્પથી વધાવ્યા.

આ વખતનું જંકશન સ્ટેશન રાજવંશી પરોણાઓ, જાનૈયા, સત્કાર માટે આવેલ સગાં સબંધી, સ્નેહીઓ, ગૃહસ્થો, ફોટો લેનાર ફોટોગ્રાફરો, તથા જોવા આવેલ જનસમૂહથી ભરચક હતું, અને દેખાવ અવર્ણનીય હતો.

જાન પાર્ટીમાં પધારેલ લેડી પટ્ટણી તથા બીજાં બાઇઓના સત્કાર માટે અ. સૌ. નામદાર ગોંડલ મહારાણી સાહેબ, અ. સૌ. ના. યુવરાણી સાહેબ, અ. સૌ. ના. મ્હૈસુર મહારાણી સાહેબ, તથા બીજાં બાઇઓ સાથે પધારેલાં તેઓશ્રીએ પણ મેહેમાન બાઇઓનો હાર, ગુલાબ, અત્તર વગેરેથી સત્કાર કર્યો હતો.

પ્રવેશદ્વારથી સલુન સુધી બીછાવેલ બનાત ઉપર ચાલી વરરાજા બહાર પધાર્યા અને જામનગર સ્ટેટની રૂપાની છકડીની ગાડી હાજર હતી તેમાં બીરાજ્યા.

ઢોલ, ત્રાંસા, ડંકા નિશાન, કોતલ ઘોડા, એજન્સી તથા સ્ટેટની પોલીસ પાર્ટીઓ, ઘોડેસ્વારો, ગોંડળ તથા જામનગર સ્ટેટની બેન્ડ પાર્ટીઓ, પગે ચાલતા સગા, સ્નેહીઓ, ગીત ગાતી સુવાસણ બાઇઓ, ચમરછત્ર, વરરાજાની ગાડી આગળ તથા પાછળ એસ્કોર્ટ અને જાન પાર્ટી તથા માડવ ગેહેમાનોની મોટરો, ગાડીઓ, વગેરે બાદશાહી દમામથી, ચોપદાર, છડીદારના નેકીના પોકારોથી સામૈયું જંકશનથી રવાના થયુ. મશહુર લગભગ અરધા માઇલની લંબાઇના વિસ્તારમાં ચાલ્યુ આવતું હતુ. સામૈયું જંકશનથી કાર્નેગી કાઉન્ટન્ટ, ત્યાંથી ઇમ્પીરીયલ બેન્ક, જ્યુબીલી રોડ, આલફ્રેડ હાઇસ્કુલ અને પાલીતાણા ઉતારે થઇ, મંચેરજીની દુકાન, પારસી વાડો, એ રસ્તે ચાલ્યું હતુ લોકોના થોકેથોક સામૈયાના રસ્તે સામૈયુ જોવા જમા થયા હતા. અને રસ્તાની બારીઓ, અટારીયોમાં બાળકો અને બાનુઓ વરરાજાને નિહાળવાની આતુરતાથી ડોકીયા કરી રહ્યાં હતાં રાજવંશી માડવ મેમાનોના તથા જાન પાર્ટીનાં બાઇઓ પણ સામૈયાની ભવ્યતા નિરખવા સામૈયાના રસ્તે મોટરોમાં શોભેલા જણાતા હતા.

જુનાગઢ ઉતારે બે કલાકે સામૈયુ પહોંચ્યું વરરાજાએ, ગાડીમાંથી પોર્ચમા પગ મુકવાની સાથે, ગોંડલ બેન્ડ, રાજકોટ પોલીસ પાર્ટી અને ભાવનગર ઇન્ફન્ટ્રી પાર્ટીએ સલામી આપી.

આચાર્ય તથા તે સાથેના બ્રાહ્મણોએ વરરાજાને વેદોચ્ચારથી આશીર્વાદ આપી સત્કાર્યા. કળશવાળી બ્રાહ્મણ કુમારિકાઓએ કુમકુમ ચાલો કરી અક્ષત પુષ્પથી વધાવ્યા

જાન પાર્ટીના મહેમાનો ઉતારે પહોચતા તેમને આઇસ, કોલ્ડડ્રીંક, ચાહ, સીગાર, સીગારેટ, પાન સોપારી વગેરે

રીફ્રેશમેન્ટ આપ્યું હતું. સામૈયું સવારના દસે થઈ રહેતાં, તે પછીનો બીજો પ્રોગ્રામ સવારના ૧૧–૦ નો છાબનો હતો.

ભાવનગર ઉતારે, જ્યાં લેડી પટ્ટણીનો ઉતારો હતો, ત્યાંથી ઢોલ, ત્રાંસા, પોલીસ પાર્ટી, બેન્ડ, ગીતગાતી સુવાસણ બાઇઓ અને પગે ચાલતા જાનૈયા, છાબની થાળો સાથે છાબ પ્રોસેશન વાજતે ગાજતે આગાખાન બંગલે આવ્યું હતું. છાબ પ્રોસેશનને સત્કારવા ના. યુવરાજશ્રી તથા માંડવ રાજવશી મહેમાનો સમીયાણામાં બીરાજ્યા હતા.

જાનૈયાઓને આવકાર આપી સમીયાણામાં યોગ્યતા પ્રમાણે બેઠકો દીધી. ના. યુવરાજશ્રી તથા માંડવ રાજવશી મહેમાનો સમીયાણામાં બીરાજ્યા હતા.

જાનૈયાઓને આવકાર આપી સમીયાણામાં યોગ્યતા પ્રમાણે બેઠકો દીધી. છાબના થાળો સમીયાણામાં ના. યુવરાજશ્રી તથા માંડવ રાજવશી મહેમાનો સમક્ષ ધરવામાં આવ્યા, અને આચાર્યના મંત્રોચ્ચાર સાથે રાજકન્યાઓએ વધાવ્યા, બાદ અન્તઃપુરમાં મોકલવામાં આવ્યા હતા.

મહેમાનોને કુમકુમ ચંલ્લા કરી ગોળ વંહાવ્યો તથા સોનેરી પાન બીડાંથી સત્કાર કર્યો. અંતઃપુરમા છાબના થાળો લઈ જવામાં આવ્યા, તથા નામદાર બાશ્રી વિજયાબા સાહેબને બાંય પહેરાવવાનું તથા ચુડો ધારણ કરાવવાનું ૧૧–૩૦ નું મુહુરત જનાના બાઇઓ અને નજીકનાં સગાંબાઈઓએ મળી સાચવ્યું હતું, આ દરમ્યાન ઢોલ, ત્રાંસાં, બેન્ડ, નોબત, સરણાઇ બજવાં ચાલુ હતાં, અને સુવાસણ બાઇઓ ગીતો ગાતી હતી.

આજ લગ્નનો દિવસ હોવાથી ગામનાં સગાંબાઈઓને આગાખાન બંગલે જમવાં નોતરેલાં હતાં. રાજકોટ સ્ટેટના

તથા બીજા નોકર ચાકરોને કુટુંબ સહિત જમાડેલ હતાં, અને ચારણ, મીર, લઘા, ભાંડ તથા ગરીબોને મીઠું ખાણું આપ્યુ હતુ

આગાખાન બંગલે, જુનાગઢ ઉતારે, રાજકુમાર કોલેજે દિવસ અસ્ત થતાં સાથે અસંખ્ય ઇલેક્ટ્રીક રોશની પ્રગટાઈ હતી. દરવાજાની કમાનો, લગ્ન મંડપ, સમીયાણા, સડકો, બંગલાનું મકાન, બગીચો વગેરેમાં ગોઠવેલી અસંખ્ય ઇલેકટ્રીક લાઈટસની રોશનીથી બધે ઝળહળાટ થઈ રહ્યો હતો. અને શોભામાં અનુપમવૃદ્ધિ થતી હતી.

વરરાજા તથા જાનપાર્ટીના મહેમાનોનું રાત્રીનુ ખાણુ લેવાઇ રહ્યા બાદ રાત્રે આઠે ભાવનગર ઉતારેથી આગાખાન બંગલે પરણવા પધારવાની લગ્ન સ્વારી ચડી. સ્વારી ચાલવાનો રસ્તો ભાવનગર ઉતારેથી સીધી મચેરજીની દુકાન, પારસી વાડો અને આગાખાન બંગલા ઉપરની આથમણી આવેલી સડકનો નક્કી થયો હતો.

સ્વારીના વખત પહેલાં બે કલાકથી આખે રસ્તે બન્ને બાજુ લોકોની મોટી ઠઠ જામી હતી. આ ઠઠ સોસરૂં પસાર થવું એ પગે ચાલતા માણસ કે વાહન માટે ઘણું જ મુશ્કેલ હતું. છતા પણ આખે રસ્તે પોલીસ બંદોબસ્ત બની શક્યા પ્રમાણે સારો જાળવ્યો હતો.

સ્વારીમાં ઢોલ, ત્રાંસાં, ડંકો, નિશાન, એજન્સી તથા સ્ટેટની પોલીસ પાર્ટીઓ, માઉન્ટેડ પોલીસો, કોતલ ઘોડા, ભાવનગર ઈન્ફંટ્રી પાર્ટી, પગે ચાલતા જાનૈયા, વરરાજાનો શણગારેલો સોનાની અંબાડી સહિત હાથી, પછવાડે ગીત ગાતી સુવાસણ બાઇઓ અને પેટ્રોમેક્ષ અસંખ્ય બત્તીયો વગેરેથી સ્વારીની ભવ્યતા જણાતી હતી.

વરરાજા પોતાના અંગરક્ષકો સાથે હાથીના હોદ્દા ઉપર બીરાજમાન થયા બેન્ડ, પોલીસ પાર્ટી, સ્વારો અને ભાવનગર ઇન્ફટ્રી પાર્ટીએ મનામી આપી લગ્ન સ્વારી કુચ કરી આગાખાન બગના માટે રવાના થઇ

સ્વારીના રસ્તે ના યુવરાજશ્રી તરફથી ગોઠવાયેલુ દારૂખાનું ફોડાવવામા આવ્યુ હતુ ચાલતી સ્વારીએ વરરાજાને ઘોળ કરી પુષ્કળ રૂપા નાણુ ઉડાડવામા આવતુ હતું તે લેવા ગરીબોની પડાપડી થઇ રહી હતી

ચાલતી સ્વારી જેમની તેમ, આગાખાન બગલાના આથમણા દરવાજાથી દાખલ થઇ ઉગમણે દરવાજે નીકળવાનું રાખી રાજવશી માંડવ મહેમાનો તથા જનાના બાઇઓને જોવા સગવડ રાખી હતી નવની આસપાસ સ્વારી આગાખાન બગલે પહોચી હતી

વરરાજાનો હાથી આથમણે દરવાજે પહોચતા કળશવાળી ૧૩ તેર બ્રાહ્મણ કન્યાઓએ અક્ષત પુષ્પથી વધાવી સ્વાગત કર્યું હતું

આથમણે દરવાજેથી આગાખાન બગલાના કમ્પાઉન્ડમા વરરાજાનો હાથી આગળ વધી લગ્ન મડપના પોર્ચ પાસે આવ્યો ત્યા થોભાવી વરરાજાને નીચે પધરા યા આચાર્યોએ સ્વાગત સ્તોત્રો લલકારી સ્વાગત કર્યું

લગ્ન મડપના મુખદ્વારે ગોધમ ચુર્ણનો સાથીઓ કરી તે ઉપર રેશમી લાલ રજાઇ બીછાવેલી વરમાચી તૈયાર રખાવેલી તે ઉપર ઉત્તરાભિ મુખે વરરાજાને પધરાવ્યા અખડ સૌ ના સુવરાસી સાહેબ ચુદડી ઓઢીઓ ધારણ કરી વરરાજાને પોખવા પધાર્યા આચાર્યની પોખવાની શાસ્ત્રોક્ત વિધિથી

પોખ્યા, ઇન્ડોયા પીન્ડીયા ઉતાર્યા પાણી ભરેલ રૂપાની ઝારી ઉતારી તેમાંનુ પાણી વરરાજાના ડાબા પગમા ઢોળી તે પાણીવાળી ધુળથી વરરાજાના ડાબા કાને રક્ષા કરી

વરરાજા તોરણ છબી, વરમાચીથી નીચે પધારતા પ્રથમ પાદ સપુટ પર મુકી લગ્નમડપમા પધાર્યા

આ વખતે નામદાર યુવરાજશ્રી તરફથી આગાખાન બગલે એટહોમનો મેલાવડો હતો જેમા કાઠીયાવાડના ઘણાખરા રાજા મહારાજા સાહેબો, એજટ ટુ ધી ગવરનર જનરલ કીલી સાહેબ, પ્રાંત સાહેબ મેજરટેઇટ, અન્ય યુરોપીયન અમલદારો, એજન્સી તથા સ્ટેટ ઓફીસરો, પારસી ગૃહસ્થો, બીજા ગભાવિત ગૃહસ્થો, વકીલ, બેરીસ્ટરો હતા તેમજ બીજા પણ લગભગ પાચ હજાર માણસો હતા

વરરાજા લગ્નવિધિમા બીરાજતા પહેલા એટહોમમા પધારેલા નામદાર રાજા મહારાજા સાહેબો તથા યુરોપિયન અમલદારોને મળવા સમીયાણામા પધાર્યા હતા ત્યા બધાને મળ્યા હતા જાન પાર્ટીને તથા માડવ મહેમાનોને પણ બધા સાથે ના યુવરાજશ્રીએ મેળવી ઓળખાણ કરાવી હતી

સમીયાણામા બધાને મળી વરરાજા લગ્નમંડપમા પધાર્યા હતા લગ્નવિધિમા પધારવાના આમંત્રણો બાનુઓને પણ આપ્યા હતા એટલે લગ્ન માટેના મુખ્ય મડપની આસપાસ ઉગમણી બાજુના વરડા રાજવશી પરોણાઓ માટે રાખી બાકીની ત્રણ બાજુના વરડા બાનુઓ માટે રોકવામા આવ્યા હતા

ઉતરાદા વરડામા આડી ચકોથી જનાનાનો બદોબસ્ત કરાવેલો તેના રાજવશી તથા બીજા જનાના બાઇઓ અને મર્યાદામા બેસનાર બીજા બાનુઓને બેઠક આપી હતી

આથમણા તથા દક્ષિણાદા વરંડામાં યુરોપીયન તથા પારસી બાનુઓને બેઠક આપી હતી.

ત્રણ બાજુના વરંડા બાનુઓથી ભરચક હતા.

ઉગમણા વરંડામાં ના. મહારાજા જામ સાહેબ ના. મહારાજા ધ્રાંગધ્રા રાજ સાહેબ તથા બીજા બધા રાજા મહારાજા સાહેબો, સર પ્રભાશંકર પટ્ટણી વગેરે હતા.

આમંત્રિત મીજમાનો, બાઇઓ, અને બાનુઓ માટે રીફ્રેશમેન્ટની સારી સગવડ હતી.

લગ્નવિધિ દરમ્યાન મંડપ ફરતી કનાતોથી જનાનાનો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો.

આમ લગ્ન વિધિ માટેની ગોઠવણ હતી. અને બીજી બાજુ " એટ હોમ " હતું. " એટહોમ " નાં આમ ત્રણો રાજામહારાજા સાહેબો, યુરોપીયન અમલદારો, એજન્સી તથા સ્ટેટ અમલદારો વકીલ બેરીસ્ટરો, સ્નેહી સંબંધીઓ, પારસી ગૃહસ્થો અને બાનુઓ, સીવીલ સ્ટેશન તથા શહેરના અગ્રગણ્ય શહેરીઓનાં છુટથી કાઢવામાં આવ્યાં હતાં.

દરેક જાતનાં રીફ્રેશમેન્ટસ ઉપરાંત તાયફાનું ગાણું, ગવૈયા, જાદુઇ ખેલાડી વગેરેની ગોઠવણ પણ હતી. ધારણાથી વધારે માણસો થયા છતાં " એટહોમ " ની વ્યવસ્થા એકંદર સારી જળવાઇ હતી.

વરરાજા માટે વરમાંચી અને ના. બાશ્રી વિજયાબા સાહેબ માટે બાજોઠ ઉપર લાલરેશમી રજાઇ બીછાવેલ સામસામી બેઠકો તૈયાર હતી. વરરાજાની વરમાંચીની નિયત બેઠકે પૂર્વ મુખે નામદાર મહારાજા સાહેબ બીરાજ્યા.

